# દુઃખમાં વિદ્યાભ્યાસ.

રા. રત્નસિંહ દીપસિંહ પરમાર, ડભોલી, જી. સુરત.
એઓ પાસે ઇંગ્રેજીપરથી તૈયાર કરાવી

પ્રસિદ્ધ કર્તા: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
ઠે. કાલબાદેવીરોડ–મુંબઇ તરફથી મંત્રી ભિક્ષુ–અખંડાનંદ.

પ્રથમાવૃત્તિ, પ્રત ૫૩૦૦ સંવત ૧૯૬૯ (વર્ષ ત્રીજું.)

મૂલ્ય ૦)॥ પાકું પૂઠું ૦।~ પો. જુદું.

# નિવેદન.

ઇંગ્રેજીમાં જ્યોર્જ ક્રેકરચિત "પરસ્યુટ ઑફ નૉલેજ અન્ડર ડિફિકલ્ટીઝ" એ નામનું રૂ. ૩) ની કિંમતનું એક ઉપયોગી પુસ્તક છે. જેને ટુંકાવીને મદ્રાસની "ક્રિશ્ચિયન લિટરેચર સોસાઇટી" એ માત્ર ત્રણ આના જેટલી જૂજ કિંમતથી પ્રસિદ્ધ કરેલું છે.

એ ન્હાના ઇંગ્રેજી પુસ્તક ઉપરથી રા. રા. રત્નસિંહ દીપસિંહ પરમાર પાસે તૈયાર કરાવીને આ પુસ્તક 'વિવિધ ગ્રંથમાળા'ના વાંચકોની સેવામાં રજુ કરવામાં આવ્યું છે.

દુઃખમય સ્થિતિમાં પણ જ્ઞાન પ્રાપ્ત કરવામાં અને તેને વધારવામાં સમયનો સદુપયોગ કરનારા અનેક પુરૂષોનાં ટુંક પણ અનુકરણીય અનેક દ્રષ્ટાન્ત આ પુસ્તકમાં જણાશે.

જે દેશમાં લખી વાંચી જાણનાર મનુષ્યોની સંખ્યાજ માત્ર પાંચ ટકા જેટલી હોય ત્યાં વિશેષ જ્ઞાનપ્રાપ્તિનો શોખ તે કેટલોક હોય ? છતાં એ શોખને સ્વકલ્યાણાર્થે, સ્વકુટુંબના કલ્યાણાર્થે અને સ્વદેશના તેમજ મનુષ્યજાતિના કલ્યાણાર્થે દરેક મનુષ્યે બને તેટલો ખીલવવો જોઇએ અને પોષવો જોઇએ. જે મહાશયો ઉત્તમ વાંચનના અને જ્ઞાનપ્રાપ્તિના લાભો સમજતા હોય તેમણે બીજાઓને તે માર્ગે દોરીને જ્ઞાનના કલ્યાણકારી પ્રકાશવડે તેમનાં અંતરો પ્રકાશિત થાય તેમ કરવું જોઇએ.

સર્વ પ્રકાશોના પ્રકાશ સ્વરૂપ સર્વત્ર વિરાજમાન નિત્યાનંદમય પરમાત્માનો સર્વ વ્યાપી નિત્ય પ્રકાશ સર્વને અંતરમાં અને બહાર પ્રતીત થાઓ! ॐ तत्सत्.

'મંત્રી.'

# અનુક્રમણિકા.

# દુઃખમાં વિદ્યાભ્યાસ.



આપણા દેશના વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ પોતાની પાઠશાળાનો શિક્ષણક્રમ સંપૂર્ણ કરે છે એટલે તેઓ પોતાનાં પુસ્તકો એક ખુણામાં ફેંકી દે છે અને પોતે જાણે ભણી પરવાર્યા હોય તેમ પછી ગ્રંથ તરફ ઝાંખીને જોતા પણ નથી. આપણા દેશમાં આવી ફરિયાદ વારંવાર કરવામાં આવે છે. આને માટે કારણ એવું બતાવવામાં આવે છે કે બિચારાઓ શું કરે ? તેમને વખતજ મળતો નથી. તેઓને પોતાનાં નવાં કાર્યો તરફ એટલું બધું લક્ષ આપવું પડે છે કે આખા દિવસમાં અલ્પ સમય પણ તેઓ ગ્રંથપરિશીલનમાં રોકી શકતા નથી. આ તેમનો મોટો દોષ છે અને તેથી તેમને પોતાને તથા આપણા સમગ્ર દેશને મોટું નુકશાન થાય છે.

**પરંતુ હવે સમય શી રીતે પ્રાપ્ત કરવો ?** એ એક મહાન્ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. "મન હોય તો માળવે જવાય" એ કહેવત કાંઈ ખોટી નથી. આપણે અભ્યાસ નથી કરી શકતા તેનું મુખ્ય કારણ એ છે કે અભ્યાસ કરવાની આપણી ઇચ્છાજ નથી. જો આપણામાં અભ્યાસ કરવાની ઇચ્છા હોય તો અન્ય ગમે તેવાં વિઘ્નો પણ નિવારી શકાય.

જે જે મહાન્ પુરુષો મોટાં કાર્ય કરી ગયા છે તે **વખતનો સદુપયોગ કરીને** કરી ગયા છે. આખા દિવસના કલાક ૨૪ છે. તેમાંથી જો આપણે ઓફીસ કાર્યને માટે ૮ કલાક, અને નિદ્રા અને વિશ્રાંતિને માટે ૮ કલાક રોકીએ અને શેષ ૮ માંથી નિદાન ૨ કલાક પણ અભ્યાસમાં ગાળીએ તો તેથી ઘણો લાભ થવાનો સંભવ છે. દિવસના ચોવીસે ચોવીસ કલાકના કાર્યવિભાગ બહુ ઉત્તમ પ્રકારે

કરવા જોઈએ અને પ્રત્યેક કલાકને નિયમિત રીતે એક ખાસ કાર્યને માટે નિયત કરવો જોઈએ. આ રીતે તમારો સ્વભાવ બંધાશે, અને પ્રથમ તમને જે કાર્ય કંટાળા ભરેલું લાગતું હોય તે અન્તે તમને સુખદાયક થઈ પડશે.

**હવે શેનો અભ્યાસ કરવો?** એ બીજો પ્રશ્ન ઉદ્ભવે છે. વકીલો અને વૈદ્યશાસ્ત્રીઓ પોતાનો સમય પોતાના ધંધા સંબંધી અભ્યાસમાં વધારે સારી રીતે ગાળી શકશે; પરંતુ તેમાંના ઘણા જણો પોતપોતાની રુચિ અનુસાર તત્ત્વજ્ઞાન, ઈતિહાસશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર આદિ વિષયોનો અભ્યાસ કરી તેમાં પ્રવીણતા પ્રાપ્ત કરી શકે એમ છે. પ્રત્યેક વિદ્યાર્થીને જે જે વિષયપ્રતિ પોતાની વિશેષ અભિરુચિ હોય તે વિષયનો ખાસ અભ્યાસ કરવાની અમે ભલામણ કરીએ છીએ. આ ઉપરાંત અન્ય પણ અમર્યાદ ક્ષેત્ર તમારી દ્રષ્ટિ સામે પડેલું છે. પ્રથમ આપણો દેશ કેવી સ્થિતિમાં હતો, આપણા લોકોએ પ્રાચીનકાળમાં શી રીતે ઉન્નતિ કરી હતી, હાલ ઇંગ્લાંડની સ્થિતિ આટલી બધી ઉન્નત શા માટે છે. યૂરોપ તથા અમેરિકા ખંડમાં વસતા લોકો આટલા વૈભવશાળી શાથી છે, વગેરે અનેક બાબતોનું જ્ઞાન આપનાર સાહિત્યના પરિશીલનથી આપણી માનસિક શક્તિ ઘણી કેળવાય છે, માટે તે પ્રતિ સર્વે વાંચકોનું અમે લક્ષ ખેંચીએ છીએ.

પછી ઈશ્વરની અદ્ભુત કૃતિઓ, આશ્ચર્યચકિત કરી નાંખનારા પ્રકૃતિના ચમત્કારો, પરમાત્માની અગાધ લીલા આદિ વિષયોપર સ્વભાષા પરભાષામાં જે અનેક પુસ્તકો લખાયાં છે તે વાંચવાનો શોખ કોને ન થાય? વળી આ સર્વ વિષયોમાં ઈશ્વરનો આ સૃષ્ટિ રચવામાં હેતુ શો છે તથા આપણો તેના પ્રત્યે શું ધર્મ છે એ વિષય જાણવો અત્યંત આવશ્યક છે. માટે આપણી ધાર્મિકવૃત્તિ સતેજ કરી શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી તેની શોધ કરવી જોઇએ.

**અભ્યાસના લાભો**—ઇંદ્રિયોની તૃપ્તિથી ઉત્પન્ન થતો આનંદ ક્ષણિક છે; એક વખત ઇંદ્રિયોને સંતુષ્ટ કરવાથી તે વાસ્તવમાં પરિતૃપ્ત થતી નથી, પરંતુ આપણને વિશેષ ભોગ ભોગવવાને પ્રવૃત્ત કરે છે અને પરિણામે આપણું અહિત કરે છે. જ્યારે, વિદ્યાવિલાસ જ્ઞાન પ્રાપ્તિ થતાં વૃદ્ધિ પામે છે અને તે પરિણામે હિતાવહ છે.

સર જૉન હર્શલ નામનો એક પાશ્ચાત્ય વિદ્વાન કહે છે કેઃ—

"સર્વ પૃથક્ પૃથક્ સંયોગોમાં મારી પાસે સુદ્રઢ રીતે ઉભી રહે અને મારા સમસ્ત જીવનમાં મને સૌખ્ય અને આનંદના ઝરારૂપ નિવડે તથા જીવનનાં દુઃખો સામે ઢાલરૂપ થઈ પડે, સંયોગો ગમે તેટલા પ્રતિકૂળ હોય અને દુનિયાના લોકો મારા પ્રતિ ગમે તેટલા ધૂરકતા હોય તોપણ જે મને તેમના પ્રતિ બેપરવા બનાવે એવી અભિરુચિ બક્ષવાને માટે ઇશ્વરની પ્રાર્થના કરવાનો પ્રસંગ જો મને પ્રાપ્ત થાય તો હું વાંચનાભિરુચિને માટેજ પ્રાર્થના કરૂં. તેની ધાર્મિક મહત્તા જરા પણ ઉતારી પાડ્યા વિના માત્ર તેના સાંસારિક લાભ વિષેજ અલબત હું બોલું છું અને આ અભિરુચિ આનંદમય તૃપ્તિનું કેવું એક સબળ સાધન છે તેજ માત્ર સ્પષ્ટ કરૂં છું."

યથાર્થ જ્ઞાન મહાન ઉપયોગિતાને માટે આપણને પાત્ર બનાવે છે. મીલ નામનો સમર્થ અંગ્રેજ લેખક કહે છે કે "જો આપણે આપણું સમસ્ત જીવન વિલાસાદિને માટે દ્રવ્ય મેળવવામાં ગાળીએ અને સામાજિક નિઃસરણીનાં એકાદ બે પગથીઆં ચઢવામાં સર્વ આયુષ્ય ખર્ચી નાંખીએ તો આપણું માનવજીવન ક્ષુદ્ર અને રંકજ સમજવું" મીલ તરુણ મનુષ્યોને અંતિમ લક્ષ્યપર પોતાની દ્રષ્ટિ સ્થિર કરવાની ભલામણ કરે છે, કારણ કે અંતિમ લક્ષ્ય સાધ્ય કરવાથીજ તેમના અભ્યાસની કિમ્મત થશે અને ઇષ્ટાનિષ્ટના વિગ્રહમાં તેમને વિશેષ વિજયશાળી યોદ્ધા બનાવશે. વળી તે આગળ જણાવે છે કે "આપણામાંનો

કોઇ પણ મનુષ્ય એવો નથી કે જે પોતાને મળતી સંધિનો વધારે સારો ઉપયોગ કરીને તેને હિતાવહ ન કરી શકે અને પોતાની બુદ્ધિનો ઉપયોગ કેવી રીતે કરવો, તે વિષે તેણે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે અન્યને બતાવી ન શકે. નિરાશાનો પ્રસંગ પ્રાપ્ત થતાં વખત અને સંધિના અભાવ જેવું જે કાંઈ જણાય છે તેથી હિમ્મત્ત મૂકી દેવાનું કાંઈ પણ પ્રયોજન નથી. જેઓ પ્રાપ્ત સંધિનો સદુપયોગ કરી જાણે છે, તેઓ ઘણી વખત નવી સંધિ ઉત્પન્ન કરી શકે છે; આપણે જે પ્રાપ્ત કરીએ છીએ તેનો આપણુને મળતા વખતપર આધાર નથી, પરંતુ આપણે આપણા વખતનો જે ઉપયોગ કરીએ છીએ તેનાપર તેનો આધાર છે."

અન્યના સુખની અભિવૃદ્ધિ કરવી એ આપણાં પોતાનાં સુખની વૃદ્ધિ કરવાનો સર્વોત્તમ માર્ગ છે, કીંગ્સ્લી નામક વિદ્વાન કહે છે કેઃ—

"જો તમારે દુઃખી થવાની ઇચ્છા હોય તોજ તમારે તમારી જાત વિષે વિચાર કરવો. તમને શું જોઇએ છે. તમને શું પસંદ છે, લોકો તમને કેવા પ્રકારનું માન આપે છે, લોકો તમારે વિષે શું અભિપ્રાય ધરાવે છે, આવા આવા વિચારો જો તમે કર્યા કરશો તો તમને કોઇ પણ વસ્તુ વિશુદ્ધ લાગશેજ નહિ; તમે જેને સ્પર્શ કરશો તે સર્વે મલિન અને દૂષિત બની જશે અને તમે પુરા દુઃખી અને કંગાલ બનશો."

## ગરીબાઈ વિદ્યાવિલાસને વિઘ્નકર્તા નથી.

ગરીબાઈ વિદ્યાવિલાસને વિઘ્નકર્તા નથી, એ વાત કેટલાંક ઉજ્વલ દ્રષ્ટાંતોથી સિદ્ધ થઈ ચૂકી છે.

ઇસપ, પબ્લીયસ સાઇરિસ અને ટેરન્સ પ્રથમ ગુલામો હતા. મહાન્ અને સુપ્રસિદ્ધ તત્ત્વવેત્તા એપીકટેટસ પણ એજ અવસ્થામાં જન્મ્યો હતો અને તેણે પોતાનાં જીવનનાં અનેક વર્ષો દાસત્વમાં

વ્યતીત કર્યાં છે. એમ કહેવાય છે કે તેને મુક્ત કરવામાં આવ્યો. તે પૂર્વે તેના નરપશુ સ્વામીને એક દિવસ તેના પગને મચડી નાંખી આનંદ મેળવવાની ઇચ્છા થઇ. જ્યારે તેણે ખૂબ જોરથી તેનો પગ મચડયો ત્યારે આ મહાન્ તત્ત્વવેત્તા શાંત અને ગંભીર મુદ્રા કરીને બોલ્યો "તમે મારો પગ ભાગી નાખશો" અને જ્યારે ખરેખર તેનો પગ ભાગી ગયો ત્યારે તે તેટલાજ શાંત અને ગંભીર સ્વરે બોલ્યો "જુઓને, મેં કહ્યુંજ હતુંને કે તમે મારો પગ ભાગશો ?" આતે શારિરીક દુઃખ પ્રતિ કેવી બેદરકારી !

અંતે જ્યારે એપીકટેટસને દાસત્વમાંથી મુક્તિ પ્રાપ્ત થઇ ત્યારે તે એક ઝુંપડામાં જઇ પોતાનું જીવન ગાળવા લાગ્યો અને તે વખતે પોતાની આજીવિકાનો નિર્વાહ કરવા પુરતું પણ દ્રવ્ય કમાતો નહોતો, તથાપિ તેણે ખંતપૂર્વક તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા માંડયો. તે રોમ જેવાં વૈભવશાળી અને સુસંપન્ન શહેરમાં એક દ્વાર વિનાના ઘરમાં રહેતો હતો. તેનાં નિવાસસ્થાનમાં એક મેજ, એક ખાટલો અને એક ફાટીતુટી પિછોડી, એ સિવાય કાંઇ પણ રાચરચીલાં નહોતાં, અને વિશેષ આશ્ચર્યની વાત તો એ છે કે જ્યારે તેને રોમના બાદશાહ આડ્રીઆન સાથે ગાઢી મૈત્રી હતી ત્યારે તે આવા ઘોર દારિદ્રમાં કાળક્રમણ કરતો હતો.

એક દિવસ તે એવો મહાન્ શ્રીમંત થઇ ગયો કે તેણે એક લોઢાનું ફાનસ ખરીદ્યું; પરંતુ પોતાની નિરંતરની પ્રકૃતિથી ભિન્ન પ્રકારે વર્તવાને સારૂ એક ચોરે સત્વરજ તેને સજા કરી અને તે શિક્ષા એ હતી કે તે ચોર આપણા આ સાધુ પુરુષની પર્ણકુટીમાં ભરાઇ ગયો અને પેલું લોઢાનું ફાનસ લઇને ચાલતો થયો ! આ ઘટનાની માહિતી મળતાં એપીકટેટસ બોલ્યો કે "જો એ ચોર કાલે આવશે તો ઠગાશે, કારણ કે કાલે તો માત્ર માટીનું કોડીઉંજ તેને પ્રાપ્ત થશે."

પ્રોટેગોરાસ નામનો બીજો એક ગ્રીક તત્ત્વવેત્તા અભ્યાસીજીવન ગાળવા પૂર્વે એક સાધારણ મજુરનું જીવન વ્યતીત કરતો હતો, તે થ્રેસ પ્રગણામાં આવેલાં ઍબ્ડેરા નામક નગરમાં રહેતો હતો. ડેમોક્રીટસ કે જેને સામાન્યતઃ હસતો તત્ત્વવેત્તા ( Laughing philosopher ) કહેવામાં આવે છે તે પણ પ્રસ્તુત નગરમાંજ રહેતો હતો. એક દિવસ પ્રોટેગોરાસને પોતાની ખાંધ ઉપર કાઠીનો ભારે બોજો શહેરમાં લઈ જતાં ડેમોક્રીટસે જોયો હતો. પ્રોટેગોરાસે પોતાનો કાઠીનો ભારો એવી સરસ રીતે-પદ્ધતિ પૂર્વક ગોઠવ્યો હતો કે જેથી તે ખાંધપર સારી રીતે રહી શકે. આ જોઇને ડેમોક્રીટસને અતિ આશ્ચર્ય લાગ્યું. ડેમોક્રીટસે વિચાર કર્યો કે આ ભૂમિતિ શાસ્ત્રના નિયમાનુસાર ગોઠવેલો ભારો બુદ્ધિનું પરિણામ હશે કે અનાયાસજ તે એ પ્રમાણે ગોઠવાઇ ગયો હશે? આ બાબતની તપાસ કરવાને તેણે પેલા તરુણને ભારો છોડીને પુનઃ તેજ પ્રમાણે બાંધવાનું કહ્યું. પ્રોટેગોરાસે આ કાર્ય શીઘ્રજ અત્યંત નિપુણતાપૂર્વક કર્યું. આથી ડેમોક્રીટસની ખાત્રી થઇ કે તેની બુદ્ધિ ઉત્તમ કોટિની છે, પછી સત્વરજ તેણે તેને પોતાના શિષ્ય તરીકે અંગીકાર કર્યો અને તેને પ્રાકૃતિક તથા નૈતિક તત્ત્વજ્ઞાનની ભિન્ન ભિન્ન સર્વે શાખાઓનું જ્ઞાન આપવામાં કાંઈ કસર રાખી નહિ.

કલીન્થીસ નામનો બીજો એક બ્રહ્મજ્ઞાની પ્રથમાવસ્થામાં કુસ્તી કરી ઇનામ મેળવવાનો ધંધો કરતો હતો અને પોતાના એ ધંધાને લીધે વારંવાર સાર્વજનિક મેળાઓમાં મલ્લ તરીકે ઉતરતો હતો. પછી તેને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાનો નાદ લાગ્યાથી તે પોતાનો ઉદ્દેશ સાધ્ય કરવાને માટે ઍથેન્સ ગયો. જ્યારે તે ઍથેન્સમાં પહોંચ્યો ત્યારે તેના ગજવામાં માત્ર રૂપાના ત્રણ સિક્કા હતા. આવા સંયોગોમાં પોતાનો નિર્વાહ કરવાને માટે તેને પાણી ભરવું, ભાર ઉંચકવો, તથા

એવાંજ બીજાં ક્ષુદ્ર અને મજુરીનાં કાર્યો કરવાં પડતાં હતાં. આવાં કાર્યો કરતાં કરતાં પણ તે પોતાનો અભ્યાસ વધારે જતો હતો અને પ્રતિદિન પોતાના ગુરુ સુપ્રસિદ્ધ ઝેનોને નિયમિત રીતે એક એક પેની આપતો હતો. ઝેનોના મૃત્યુ પછી તેની શાળાનો મુખ્ય અધ્યાપક તે થયો, તે છતાં પણ હજી તે પોતાનાં મજુરીનાં કામો કર્યા કરતો હતો. તેનો મુખ્ય મંત્ર એ હતો કે "હું પાણી ભરૂં છું અને બીજું જે કાર્ય મળે છે તે કરૂં છું તેથી હું કોઇ અન્યના શિરપર બોજારૂપ થયા વિના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરી શકું છું." તે વાસ્તવમાં એટલો રંક હતો કે ઝભ્ભાની નીચે પહેરવાને માટે પણ તેની પાસે એકાદ વસ્ત્ર નહોતું. જ્યારે તે એક વખત સાર્વજનિક મેળામાં ગયો હતો ત્યારે પવનના જોરથી તેના ઝભ્ભાનો એક ભાગ ફરફર ઉડવા લાગ્યો, આથી ઘણા લોકોની દ્રષ્ટિએ તેનું ખુલ્લું અંગ પડ્યું. લોકોને તેની દયા આવવાથી તેમણે તેને ઝભ્ભાની નીચે પહેરવાને એક વસ્ત્ર આપ્યું. તે એટલો બધો દારિદ્ર હતો તોપણ એથેન્સના લોકો સદૈવ તેની સાથે માન ભરેલી રીતે વર્તતા હતા.

પ્રખ્યાત ઇટાલીઅન લેખક જેલી જાતનો દરજી હતો. આ માણસે લેખક તરિકે એટલી બધી પ્રસિદ્ધિ મેળવી હતી કે તેને ફ્લોરન્ટાઇન એકેડેમીના કોન્સલની ઉચ્ચ અને માનવંત પદ્દીપર નિયત કરવામાં આવ્યો હતો અને ટસ્કનીના ગ્રાંડ ડ્યુકે તેને દાંતે નામના સુપ્રસિદ્ધ તત્ત્વવેત્તા વિષે ભાષણ આપવાને નિયુક્ત કર્યો હતો. તે આવા ઉચ્ચ દરજ્જાએ ચઢયો હતો. તોપણ પોતાનું દરજીનું કાર્ય છોડતો નહોતો. જ્યારે ઉપર કહેલા ઍકેડેમી (વિદ્યાલય) ના વિદ્યાર્થીઓ સમક્ષ તેણે પ્રાસ્તાવિક ભાષણ કર્યું ત્યારે તેણે પોતે દરજીનો વંશજ છે એમ અતિ વિવેકપૂર્વક અને સગર્વ જણાવ્યું હતું. આ ભાષણ છપાઇને પ્રસિદ્ધ પણ થયું છે.

રંક માતાપિતાને ઘેર જન્મ થવાથી અને પ્રથમાવસ્થામાં રંક હોવાથી જ્ઞાનપ્રાપ્તિના માર્ગમાં જે વિઘ્નો આવે છે તેને ઉત્તમ પ્રકારે જીતીને જ્ઞાનાર્જન કરનાર વિદ્યાપુષ્પના ભ્રમરોના અનેક દ્રષ્ટાંતો આપી શકાય એમ છે. સુપ્રસિદ્ધ ઇટાલીઅન કવિ મેટાસ્ટાસીઓ માત્ર એક સામાન્ય કારીગરનો છોકરો હતો અને જ્યારે તે નાનો હતો ત્યારે નગરની શેરીઓમાં પોતાનાં કાવ્યો લલકાર્યા કરતો હતો. ડૉ. જૉન પ્રીડૉ કે જે પાછળથી વુર્સ્ટરના ધર્માચાર્યની પદ્દીપર આવ્યો હતો. તે જ્ઞાનાર્જન કરવાને માટે પગે ચાલીને ઓક્સફર્ડ ગયો હતો અને એક્ઝીટર કૉલેજની હોસ્ટેલમાં એ મદદગાર રસોઇઆ તરિકે કામ કરતો હતો. ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સની કારકીર્દિમાં થઇ ગયેલો ઇંગ્લંડનો સર્વથી વરિષ્ઠ ન્યાયાધીશ સર એડમંડ સૉન્ડર્સ પ્રથમાવસ્થામાં ન્યાયાલયમાં હજુરીઓ હતો. પ્રમાણભૂત પૂર્વ દ્રષ્ટાંતોની નોંધની નકલ કરવા માટે તેને નિયુક્ત કરવામાં આવતાં તેણે ધીમે ધીમે કાયદાના જ્ઞાનનાં મૂળ તત્ત્વો શીખી લીધાં અને પછી ઉત્તરોત્તર તે વિશેષ પ્રવીણ થતો ગયો.

વનસ્પતિ શાસ્ત્રનો મૂળ સંસ્થાપક મીનીયસ થોડો વખત સુધી એક મોચીને ત્યાં ઉમેદવાર તરીકે રહ્યો હતો. રોથામ નામનો વૈદ્ય એક દિવસ તેને સંયોગ વશાત્ મળ્યો અને તેની સાથે વાર્તાલાપ કરતાં તેને તે એટલો તો તીવ્ર બુદ્ધિનો જણાયો કે તેણે આનંદ પામી તેને એકદમ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરવાને માટે મોકલી આપ્યો.

ગત શતકના રૂશિઆના સર્વથી સુપ્રસિદ્ધ કવિઓમાંના એક કવિ લોમોનોસોફનો પિતા એક રંક માછી હતો. પ્રખ્યાત અંગ્રેજ લેખક બેન જોન્સને કેટલોક વખત સુધી કડીઆ તરીકે કામ કર્યું હતું. "નામાંકિત અંગ્રેજો" (English Worthies) નામક પુસ્તકમાં તેનો કર્તા ફુમર આ પ્રસંગ વિષે ઉલ્લેખ કરતાં જણાવે છે કે " જેઓ પ્રમાણિક ધંધો કરતા હોય તેમને શરમાવાની લેશ પણ આવશ્યકતા

નથી. પરંતુ જેઓની પાસે પ્રમાણિક ધંધો ન હોય તેમણે શરમાવું જોઇએ. લીંકન્સઈનની નવી ઇમારત બાંધવામાં તેણે પણ પોતાનો કાર્ય-ભાગ આપ્યો હતો. આ વખતે તેના હાથમાં કડીઆની થાપી રહેતી અને તેના ગજવામાં પુસ્તક રહેતું."

જે માણસોનાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે તેઓ માત્ર પોતાની આર્થિક સ્થિતિ સુધારવાને માટે જ્ઞાનાર્જનના કાર્યમાં મંડ્યા નહોતા. જ્ઞાનાર્જન કરવામાં લાંબા વખત સુધી ખંતપૂર્વક મનને રોકી રાખવાને માટે વધારે પ્રબળ અને વધારે મજબૂત ઉત્સાહની આવ-શ્યકતા છે અને એવા ઉત્સાહથી જ્ઞાનાર્જન કાર્યમાં મંડી રહેવામાં આવે તોજ શ્રેષ્ઠ પ્રતિનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે. જે મનુષ્યો આવા પ્રકારનો ઉત્સાહ ધરાવતા હોય તેઓને માટે આવાં દ્રષ્ટાંતો નેતા અને ઉત્તેજક તરિકેનાં કાર્ય બજાવે છે. આવાં દ્રષ્ટાંતો પરથી વ્યક્ત થાય છે કે ગમે તેવાં મોટાં વિઘ્નોથી પણ નિરાશ થવાનું કાંઈ પ્રયોજન નથી.

## રંકતા કાંઇ વિઘ્ન નથી.

રંકતા એ વિઘ્ન નથી એ વાત જર્મનીના પ્રોફેસર હીનનાં ઉદાહરણ-પરથી સિદ્ધ થાય છે. પ્રોફેસર હીન તેના સમયમાં જર્મનીના સર્વ મહા પંડિતોમાંનો એક પંડિત ગણાતો હતો. તેના જીવનનાં પ્રાથમિક ત્રીસ વર્ષો અપ્રસિદ્ધ સ્થિતિમાં ગુજર્યાં હતાં એટલુંજ નહિ પરંતુ અત્યંત ઘોર દારિદ્રની સાથે વારંવાર યુદ્ધ કરવામાં વ્યતીત થયાં હતાં.

પોતાનો પિતા રંક મનુષ્ય હતો. તેનું કુટુંબ વિશાળ હતું. તે પુષ્કળ મહેનત કરતો તોપણ અનેક વખત પોતાના કુટુંબનું પોષણ કરવાને તે અસમર્થ થઈ જતો. હીન કહે છે: "તંગી એ મારી બાલ્યા-વસ્થાનો ચીર મિત્ર હતો. જ્યારે મારી માતા પાસે પોતાનાં બાળકોને ખવરાવવાનો ખોરાક નહોતો ત્યારે તેને જે ગ્લાનિ થતી તે જોઇને મારા મનપર જે દુઃખમય છાપ પડી હતી તેનું અદ્યાપિ મને સ્પષ્ટ

સ્મરણ છે. મારા પિતાએ રાત્રિ દિવસની સખ્ત મહેનતથી બનાવેલા માલનું બરોબર વેચાણ ન થવાથી રોતી અને કકળતી મારી માતા શનીવારના સાયંકાળે ઘેર આવતી. આવું દ્રશ્ય મેં ઘણીવાર જોયું છે" જે નાનાં શહેરમાં તેમનો નિવાસ હતો. ત્યાંની બાળશાળામાં શિક્ષણ લેવાને હીનને તેનાં માતપિતાએ મોકલ્યો હતો; તે બાળકે થોડાજ વખતમાં જ્ઞાન પ્રાપ્ત કરવાની અસાધારણ આકાંક્ષા પ્રદર્શિત કરી. તે શાળામાં જ્ઞાનની ક્ષુદ્ર પ્રકારની શાખાઓનું જે શિક્ષણ અપાતું હતું તેમાં તેણે એવો તો અભ્યાસ કર્યો કે તે દશ વર્ષની વયનો થયો તે પૂર્વે તો તેણે તેના ઘરની નિકટ વસતા એક શ્રીમંત ગૃહસ્થની પુત્રીને લેખન વાંચનકળા શીખવીને પોતાની શાળાની ફી ભરવા માંડી. તેની શાળામાં નિયમિત રીતે જે શીખવવામાં આવતું હતું તેનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યા ઉપરાંત તેને લેટીન શીખવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઈ. એક શાળાશિક્ષકનો પુત્ર કે જે વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો તે પ્રતિ અઠવાડીએ ચાર આનાની ફી લઇને તેને લેટીન શીખવવાને ખુશી હતો; પરંતુ આવી મોટી (!) ફી ભરવાની મુસ્કેલી અનિવાર્ય હતી. એક દિવસ હીનને એક સગાને ત્યાં રોટલી લેવાને મોકલવામાં આવ્યો. તેનો આ સગો શ્રીમંત હતો અને બબરચીનો ધંધો કરતો હતો. રસ્તે ચાલતાં ચાલતાં તે પોતાનાં મહાન લક્ષ્ય વિષે વિચાર કરતો કરતો ચાલતો હતો અને જ્યારે તે પોતાના આપ્તની દુકાનમાં દાખલ થયો ત્યારે તેની આંખો અશ્રુપૂર્ણ હતી. તેના ભલા સ્વભાવના આપ્તે જ્યારે તેના શોકનું કારણ જાણ્યું ત્યારે તેણે આવશ્યક ફી પોતે ભરી દેવાનું સ્વીકાર્યું. આ સુભાગ્યની વાત કર્ણપટપર અથડાતાંજ તે આનંદો-ન્મત્ત થઈ ચીથરીઆ હાસે અડવે પગે રસ્તામાં દોડવા લાગ્યો, એવામાં તેના હાથમાં પકડેલી રોટલી છુટી ગઈ અને કાદવમાં જઇને પડી. તેનાં માતપિતા આ ભારે નુકશાન સહન કરવાને અશક્ત હતાં તેથી

તેમણે તેને સખ્ત ઠપકો આપ્યો ત્યારે તે શુદ્ધિમાં આવ્યો. તેણે બે વર્ષ પર્યંત લેટીનનો અભ્યાસ કર્યો. આટલા વખતમાં તેનો શિક્ષક લેટીન ભાષાનું જેટલું જ્ઞાન ધરાવતો હતો તેટલું હીને પ્રાપ્ત કરી લીધું હતું.

હવે તેના પિતાને લાગ્યું કે મારો પુત્ર કોઇ ધંધો ગ્રહણ કરે તો ઠીક; પરંતુ હીનને તો પોતાનું સાહિત્ય વિષયક જ્ઞાન વધારવાની અમર્યાદ તૃષ્ણા હતી. વળી પોતાની મનોવૃત્તિ પ્રમાણે પોતાનો માનસિક વિકાસ કરવાને માટે તેને આ સમયે સાધનો પણ પ્રાપ્ત થયાં, કે જેથી જગતને ઘણો લાભ થયો. પાસે આવેલા ગામમાં તેનો એક આપ્ત ધર્માચાર્યનું કાર્ય કરતો હતો; આ માણસે હીનના છેલ્લા શિક્ષકની પાસેથી હીનને વિષે પ્રશંસાપાત્ર અભિપ્રાય પ્રાપ્ત કર્યો હતો; તેથી તેણે તેને ચેમ્નીટ્ઝનાં મુખ્ય વિદ્યાલયમાં પોતાને ખર્ચે મોકલી આપ્યો. તે છતાં પણ તે માણસ અતિ કરકસરીઓ હતો, તેથી હીનને પુરાં પુસ્તકો પણ અપાવતો નહિ. આથી હીન પોતાના સહાધ્યાયીઓનાં પુસ્તકો ઉછીતાં લઈ તેની નકલ ઉતારી લેતો અને આ પ્રમાણે તે પોતાનો અભ્યાસ આગળ વધારતો હતો. ને તે શહેરના એક શ્રીમંત નાગરિકના પુત્રના શિક્ષક તરીકે નિયુક્ત થયો તેથી થોડા સમય સુધી તેની સ્થિતિ વધારે સારી રહી.

પરંતુ હવે તેણે જે માર્ગ ગ્રહણ કર્યો હતો તેમાં જો તેને આગળ વધવું હોય તો વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ કરવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ; તેથી તેણે લીપ્ઝીક્ જવાનો નિશ્ચય કર્યો. જ્યારે લીપ્ઝીક્માં પહોંચ્યો ત્યારે તેના ગજવામાં માત્ર ત્રણ રૂપીઆ હતા. તેના આપ્તે પોતાની ઉદારતા ચાલુ રાખવાનું વચન આપ્યું હતું, પરંતુ તેની પાસેથી ઘણી થોડી મદદ મળતી હતી. તે થોડી મદદ સિવાય તેને બીજી આવક કાંઇ પણ નહોતી. આ વખતે તેના પેલા સગા તરફની મદદ ઘણી મોડી મળી અને તે પણ ઘણા બડબડાટ અને ઠપકા સાથે મળી.

તે જે ઘરમાં રહેતો હતો તે ઘરની દાસીએ જો તેનાપર દયા ન આણી હોત તો તેને ક્ષુધાથી પિડિત થઈ મૃત્યુ પામવાનો વારો આવત. તેની પાસે દ્રવ્ય પણ નહોતું અને પુસ્તક પણ નહોતાં. તેની વિટંબનાઓ જેમ જેમ વધતી ગઇ તેમ તેમ અભ્યાસ કરવામાં તેની ખંત પણ વધતી ગઈ. ૭ માસ સુધી તો તે દર અઠવાડીએ બે રાત્રીજ ઉંઘતો હતો.*

આ અરસામાં દિનપ્રતિદિન તેની સ્થિતિ વધારેને વધારે અસહ્ય થતી જતી હતી. પરંતુ એટલામાં તેના એક અધ્યાપકે તેને બીજા શહેરમાં વસતાં એક કુટુંબમાં શિક્ષકની જગ્યા આપવાની માગણી કરી. બીજી બધી રીતે આ જગ્યા અનુકૂળ થઈ પડત, પરંતુ તેને પોતાનો અભ્યાસ વધારવામાં ઉપયુક્ત એવાં શહેરનો ત્યાગ કરવો પડત, તેથી તેણે તે જગ્યાનો અસ્વીકાર કર્યો. તેણે તો લીપ્ઝીગ્માંજ આ સર્વે સંકટોની વચ્ચે રહેવાનો નિશ્ચય કર્યો. આ ઉદાત્ત ભોગનું પ્રતિફળ તેને થોડાજ દિવસમાં મળ્યું. ઉપર્યુક્ત અધ્યાપકે તેજ શહેરમાં પૂર્વના જેવીજ એક જગ્યા તેને માટે ખોળી કાઢી. આથી થોડા સમય પર્યંત તેની આર્થિક મુસ્કેલી દૂર થઇ, પરંતુ તે એટલા પ્રચંડ પરિશ્રમથી અભ્યાસ કરતો હતો કે આખરે તેથી તે ભયંકર વ્યાધિના પંજામાં સપડાયો અને તેને પોતાની જગ્યાનું રાજીનામું આપવું પડ્યું. આથી તેની પાસે જે અલ્પ દ્રવ્ય હતું તે ખર્ચાઇ ગયું અને જ્યારે તે રોગમુક્ત થયો ત્યારે તે પહેલાના જેવોજ દરિદ્રી રહ્યો.

આ સંકટની પરાકાષ્ટાના સમયમાં, તેણે લખેલાં લેટીન કાવ્યોની એક પ્રતિએ રાજધાની ડ્રેસ્ડનના એક ઉચ્ચાધિકારીનું લક્ષ્ય આકર્ષિત

---

* આ સ્થળે અમારે અમારા વાંચક બંધુઓને ચેતાવવા જોઇએ કે આમાં હીનનો દોષ હતો. પ્રત્યેક મનુષ્યે પોતાના આરોગ્યની પ્રથમ સંભાળ લેવી જોઇએ.

કરવાથી, તેના મિત્રોએ તેને ડ્રેસ્ડન જવાની સલાહ આપી, કારણ કે જો તે વરિષ્ઠાધિકારીનો આશ્રય તેને મળી જાય તો તેને ઘેર લક્ષ્મીની રેલછેલ થઈ રહે, પરંતુ 'વો દિન કહાં કિ મિયાંકે પાંઉમેં જુતિયાં!' તે બિચારો નિરાશાને માટેજ સર્જાયેલો હતો! તેણે પોતાના પ્રવાસના ખર્ચને માટે પોતાના એક મિત્ર પાસેથી પૈસા ઉછીતા લીધા અને તે ડ્રેસ્ડન ગયો, પરંતુ પેલા ઉચ્ચ અમલદાર કનેથી તેને માત્ર થોડાં વ્યર્થ વચનો શિવાય અન્ય કાંઈ પણ પ્રાપ્ત થયું નહિ. આખરે તેને પોતાના નિર્વાહને અર્થે પોતાનાં પુસ્તકો વેચી નાખવાં પડ્યાં અને કાઉન્ટ ડી. બ્રુલના પુસ્તકાલયમાં પ્રતિવર્ષે ૨૫૦) રૂપીઆની નકલ કરનારની હલકી જગ્યા સ્વિકારવી પડી. તે છતાં પણ તેના મહેનતુ સ્વભાવને લીધે પોતાનું નિત્ય કર્તવ્ય બજાવ્યા ઉપરાંત તેને બુકસેલરોનું થોડું કાર્ય કરવાનો સમય મળતો. તેણે પ્રથમ એક ફ્રેંચ વાર્તાનું ભાષાંતર કર્યું. આ ભાષાંતરથી તેને રૂ. ૫૦)ની પ્રાપ્તિ થઈ. લેટિન ભાષાના કવિ ટિબુલસનાં એક પુસ્તકનું વિદ્વત્તાભરેલું ઉત્તમ સંસ્કરણ કરવાને માટે તેને છુટક છુટક રૂ. ૨૫૦)ની પ્રાપ્તિ થઈ. આ રકમવડે તેણે લીપ્ઝીક્માં કરેલું દેવું વાળી દીધું. આ પ્રકારે થોડાં વર્ષ સુધી તેણે જેમ તેમ નિર્વાહ કર્યો. આ સઘળો વખત તે સખ્ત અભ્યાસ કરતો હતો. ડ્રેસ્ડનમાં અસંખ્ય પુસ્તકોનો સંગ્રહ હોવાથી તેને પોતાનો અભ્યાસ ચાલુ રાખવાની ઘણી સુંદર તક મળી અને આ તકનેજ તે પોતે કરેલી મહેનતનો સંપૂર્ણ બદલો માનતો હતો. પ્રાયઃ બે વર્ષ સુધી તે પોતાની જગ્યાપર સ્થિત રહ્યો એટલે તેનો પગાર વધીને લગભગ બમણો થયો, પરંતુ એટલામાંજ સપ્ત વર્ષનાં યુદ્ધ ( Seven years' war ) ને નામે યૂરોપમાં પ્રસિદ્ધ થયેલો વિગ્રહ ફાટી નીકળ્યો અને જે પુસ્તકાલયમાં તે નોકરી કરતો હતો તે પુસ્તકાલયનો પણ અંત આવ્યો. હીનને ડ્રેસ્ડનમાંથી નાશી જવાની ફરજ પડી. તે લાંબા વખત સુધી કોઈ પણ

પ્રકારના ધંધા વિના રખડયા કર્યો. ડ્રેસ્ડનમાં તેનાં થોડાં રાચરચીલાં પડેલાં હતાં તે લેવાને માટે જ્યારે તે ત્યાં પાછો ફર્યો ત્યારે તે નગરપર શત્રુઓ તોપના ગોળા છોડતા હતા. આથી તેનાં રાચરચીલાંનો પણ નાશ થયો. જો કે તે દરિદ્ર હતો તોપણ તેણે એક સ્ત્રીની સાથે લગ્ન કર્યું, અર્થાત્ જે ઘરમાં તે રહેતો હતો તેજ કુટુંબની એક કન્યા સાથે તેણે વિવાહ કર્યો. તેના કેટલાક મિત્રોની ભલામણથી તેને એક ગૃહસ્થની મિલ્કતના વ્યવસ્થાપકની જગ્યા મળી. થોડાંક વર્ષો તેણે પણ આ નોકરીમાં ગાળ્યાં.

૧૭૬૩ ની સાલમાં જ્યારે તે દેશમાં સાર્વત્રિક શાંતિ પ્રસરી ત્યારે હીન ડ્રેસ્ડન ગયો. આ વખતે તેના દુર્ભાગ્યનો અંત આવ્યો. ગોટિન-જનના વિશ્વવિદ્યાલયમાં વક્તૃત્વના અધ્યાપકની જગ્યા ખાલી પડી હતી. હીનની મહાન પાત્રતા પ્રસિદ્ધિમાં આવી હતી તેથી તે જગ્યાને માટે સૌથી લાયક માણસ તરિકે તેની ભલામણ થઇ. તેણે પંદર વર્ષ સુધી આ જગ્યા સાચવી; આ અરસામાં તેણે એક પછી એક જે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં અને જે વ્યાખ્યાનો આપ્યાં તેથી તે પોતાના યુગના સર્વ ઉત્તમ વિદ્વાનોનો મુકુટ ગણાયો. તેને તેના શિષ્યો પિતા તરિકે માન આપીને પૂજતા હતા. ૧૮૧૨ માં જ્યારે તેનું મૃત્યુ થયું ત્યારે સર્વ વર્ગના નાગરિકોને લાગ્યું કે આપણા વિશ્વવિદ્યાલયે અને આપણા નગરે પોતાનું મુખ્ય રત્ન ગુમાવ્યું છે.

## સ્વપરિશ્રમથી સુશિક્ષિત થયેલા વિદ્વાનો.

પ્રતિકૂળ સંયોગોમાં પોતાની ખંતથી જ્ઞાન મેળવી પ્રસિદ્ધ થયેલા મનુષ્યોમાંના અનેકને વાંચનનાં મૂળ તત્ત્વો શિવાય વધુ શિક્ષણ લેવાને માટે શિક્ષક પણ મળ્યા નહોતા. તેમણે જે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે સઘળું સ્વપરિશ્રમથી પ્રાપ્ત કર્યું હતું. ઘણા લોકો એમ ધારે છે કે શિક્ષક વિના તો જ્ઞાન મેળવી શકાયજ નહિ, પરંતુ વાસ્તવમાં

શિક્ષક વિના નહિ ચાલે એવું છેજ નહિ. સાંપ્રતમાં સારાં અને સુલભ પુસ્તકો એટલાં બધાં પ્રસિદ્ધ થાય છે કે જેને જીવંત શિક્ષકની સાહાય્ય સુલભતાથી પ્રાપ્ત થઇ શકતી ન હોય તે આવા પુસ્તકો વડે જ્ઞાનની કોઇ પણ સાધારણ શાખામાં પારંગત થઈ શકે છે. દ્રઢાગ્રહ અને ખરી આકાંક્ષાથી જો એક મનુષ્ય શ્રમ કરે અને તેનામાં જો એકાગ્રચિત્ત તથા ખંતનો અભાવ ન હોય તો તેને વિજય મળે એમાં લેશ પણ શંકા નથી, અને એ ગુણોથી રહિત જે હોય તેને તો ગમે તેવો ઉત્તમ ગુરુ પણ જ્ઞાન અર્પી શકતો નથી, અને તે કોઇ પણ વિષયમાં વિજય પ્રાપ્ત કરી શકતો નથી. જેઓ પદ્ધતિસર શિક્ષણ મેળવે છે અને તેના મહાન લાભો ભોગવે છે તેઓને પણ જ્ઞાનપ્રાપ્તિને માટે ઘણે અંશે પોતાના ગુરુ બનવું પડે છે. જેઓ વિદ્યાનાં મૂળ તત્ત્વો કરતાં આગળ વધવાની ઇચ્છા ધરાવતા હોય તેમને તો પોતાને ગુરુ બનાવ્યા વિના બીજો ઉપાયજ નથી. વિદ્યાર્થીઓ, શાળાઓ અને કૉલેજોમાં જે જ્ઞાનાર્જન કરે છે તે નહિ જેવું છે, માટે તેઓ પાછળથી જો અભ્યાસ નહિ કરે તો તેમના પ્રાપ્ત જ્ઞાનની કાંઇ કિમ્મત નથી. અહિંઆં જે ઉદાહરણો આપવામાં આવે છે તે પ્રત્યેક મનુષ્યની ઉન્નતિ તેની પોતાનીજ શક્તિપર ક્યાં સુધી અવલંબી રહી છે તે સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે.

સ્વપરિશ્રમથી ગણિતવેત્તા કેવી રીતે થઇ શકાય છે તેનું ઉત્તમ દ્રષ્ટાંત એડમંડ સ્ટોન પુરૂં પાડે છે, તેની જન્મભૂમિ અને જન્મતિથિ બરાબર જણાઇ નથી; પરંતુ તે બહુધા સ્કોટલંડ પ્રદેશના આર્જીલ શાયર પ્રગણાનો વતની હતો અને સત્તરમા શતકના અંતની થોડાં વર્ષ પૂર્વે જન્મ્યો હતો. તેનું મૃત્યુ ૧૭૬૮ ની સાલમાં થયું હતું.

આર્જીલના ડયુકને ત્યાં તેનો પિતા માળી તરિકે નોકરી કરતો હતો. એક દિવસે આર્જીલનો ડયુક પોતાના બાગમાં મંદ મંદ પગલે, સૌગંધ્ય યુક્ત સમીરનો ઉપભોગ લેતો લેતો ચાલતો હતો ત્યારે

પ્રસિદ્ધ ગણિતવેત્તા ન્યુટનનું લૅટિન ભાષાનું 'પ્રિન્સિપિયા' નામક પુસ્તક ઘાસપર પડેલું તેની દૃષ્ટિએ પડ્યું. મારા પોતાનાજ પુસ્તકાલયમાંથી કોઈ એને અહીંઆં ખેંચી લાવ્યું હશે એમ ધારી તેણે એક માણસને હાંક મારી અને તેને લાઇબ્રેરીમાં યથાસ્થિત મુકી આવવાની આજ્ઞા ફરમાવી; પરંતુ એટલામાં સ્ટોન કે જેની વય આ વખતે ૧૮ વર્ષની હતી તે આગળ આવ્યો અને કહ્યું કે "સાહેબ, આ પુસ્તક તો મારૂં પોતાનું છે," "તારૂં?" ડ્યુકે પ્રશ્ન કર્યો. "શું તું ભૂમિતિ અને લૅટિન જાણે છે અને ન્યુટનનું બુદ્ધિચાતુર્ય સમજી શકે છે?"

તે તરુણે નમ્રતાપૂર્વક પ્રત્યુત્તર આપ્યો "સાહેબ, હું તે સર્વ અલ્પાંશે જાણું છું." આ પ્રત્યુત્તર સાંભળી ડ્યુક તો આશ્ચર્યચકિત થઈ ગયો, અને તે પોતે વિજ્ઞાનનો શોખી હતો તેથી તેની સાથે તે વિષે વાર્તાલાપ કરવા લાગ્યો. તેણે તેને કેટલાક પ્રશ્નો પૂછ્યા અને તેણે તેના પ્રત્યુત્તર આપતાં જે શુદ્ધતા, વક્તૃત્વ અને નિર્ભયતા પ્રદર્શિત કરી તેથી તે વિસ્મય પામ્યો. ડ્યુકે પૂછ્યું "આ સર્વ વિષયોનું જ્ઞાન તેં કેવી રીતે સંપાદન કર્યું?" સ્ટોને જવાબ આપ્યો "દશ વર્ષ પૂર્વે એક નોકરે મને વાંચતાં શીખવ્યું હતું. કોઈ પણ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે ૨૪ મૂળાક્ષરો કરતાં વિશેષ જાણવાની જરૂર છે વારુ?" આ સાંભળી ડ્યુક વિશેષ આશ્ચર્ય પામ્યો. તે નીચે બેસી ગયો અને પેલા તરુણને કહ્યું કે "તેં આટલું બધું જ્ઞાન જે રીતે પ્રાપ્ત કર્યું તે સર્વ પદ્ધતિ બરાબર કહી સંભળાવ."

સ્ટોને કહ્યું "હું પ્રથમ વાંચતાં શીખ્યો. તે વખતે આપનું મહાલય બાંધવામાં કડીઆઓ રોકાયા હતા. હું એક દિવસ તેમની પાસે ગયો તો મને જણાયું કે વડો કારીગર દિવાલ સાથે માપ અને કંમ્પાસ લગાડતો હતો અને ગણત્રી કરતો હતો. મેં કહ્યું કે 'ભાઈ, તમે આમ કરો છો તેનો હેતુ અને ઉપયોગ શો?' તેણે કહ્યું કે 'ગણિતશાસ્ત્ર

નામની એક વિદ્યા છે.' હવે ગણિતશાસ્ત્રનું એક પુસ્તક મેં ખરીદ્યું અને તેનું પરિશીલન કર્યું. કોઇએ મને કહ્યું કે ભૂમિતિ નામનું એક બીજું શાસ્ત્ર છે. આ સાંભળી તે શાસ્ત્રના આવશ્યક ગ્રંથો મેં ખરીદ્યા અને ભૂમિતિ પણ શીખ્યો. અભ્યાસ કરતાં કરતાં મને જણાયું કે આવાં શાસ્ત્રો વિષે લૅટીન ભાષામાં સારાં સારાં પુસ્તકો છે. આથી લૅટીન ભાષાનો એક કોશ મેં ખરીદ કર્યો અને લૅટીન ભાષા શીખ્યો. વળી મેં સાંભળ્યું કે ફ્રેન્ચ ભાષામાં પણ તેજ કોટિના સારા સારા ગ્રંથો છે. મેં તે ભાષનો પણ એક કોશ ખરીદ કર્યો અને તે ભાષા પણ હું શીખ્યો. બસ મેં આટલું કર્યું છે. મને તો એમ જણાય છે કે આપણે જો ૨૪ મૂળાક્ષરો શીખીએ તો પ્રત્યેક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ છીએ."

આર્જીલનો ડયુક તેનાપર અતિ પ્રસન્ન થઈ ગયો અને તેને પુષ્કળ આશ્રય આપ્યો. તેનાજ આશ્રય તળે રહીને કેટલાંક વર્ષ પછી તે લંડનમાં પહેલવહેલો આવ્યો અને ૧૭૨૩ ની સાલમાં પોતાનું પ્રથમ પુસ્તક પ્રકટ કર્યું. ગણિતશાસ્ત્રમાં ઉપયુક્ત એવાં ઓજારો વિષે નિબંધ ( A treatise on Mathematical Instruments ) એવું આ પુસ્તકનું નામ હતું અને તે મુખ્યત્વે કરીને ફ્રેંચ ભાષાનું ભાષાંતર હતું. ઈ. સ. ૧૭૨૫ માં તેને રૉયલ સોસાયટીના ફેલો તરિકે ચુંટી કાઢવામાં આવ્યો. બીજે વર્ષે તેનો "ગણિતશાસ્ત્રનો કોષ ( Mathematical dictionary )" એ નામનો ગ્રંથ પ્રસિદ્ધ થયો. તેણે મૃત્યુ પર્યંત વારંવાર પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં.

જેરોમ સ્ટોન નામનો બીજો વિદ્વાન પણ સ્કૉટલાંડનો વતની હતો અને તે પણ ઘણે અંશે સ્વપરિશ્રમથીજ સુશિક્ષિત થયો હતો. તેનો જન્મ ઈ. સ. ૧૭૨૭ માં થયો હતો. જ્યારે જેરોમ માત્ર ત્રણ વર્ષનો હતો ત્યારે તેનો પિતા પરદેશમાં મૃત્યુ પામ્યો. આથી તેની વિધવા માતાપર પોતાનાં કુટુંબનું પોષણ કરવાનો સર્વ ભાર આવી

પડયો. જેરોમને વાંચતાં લખતાં શીખવવામાં આવ્યું અને તેનો ગણિતશાસ્ત્રમાં થોડો પ્રવેશ કરાવ્યો. પરંતુ તેની માતાની ગરીબાઇને લીધે તેના પોતાના નિર્વાહને અર્થે તેને કાંઇ રોજગાર કરવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ. તેથી હજી તો તે નાનો છોકરો હતો ત્યારથીજ તેણે કાંસકી, દોરાની દડી, સોય, વગેરે ચીજો લઇને ગામડાંમાં વેચવા માંડી. પરંતુ જેરોમને આ ધંધો પસંદ પડયો નહિ, કારણ કે તે વિદ્યાનો શોખી હતો. તેથી તેણે પોતાના સોય, દોરા વેચી નાખીને ચોપડીઓ ખરીદ કરી અને તેને મેળાઓમાં વેચવા માંડી. આ નવા ધંધાથી તેને પોતાનો અભ્યાસ વધારવાની સારી તક મળી. આ તકનો લાભ લઇને તેણે અભ્યાસ કરવા માંડયો. સ્કૉટલાંડના ગામડીઆઓ ધાર્મિક પુસ્તકોના ઘણા રસીઆ હોય છે, તે સ્વભાવને અનુસરીને અથવા મૂળથીજ પ્રારંભ કરવાનો વિચાર હોવાથી કે કોણ જાણે શા કારણથી તેણે પોતાનો અભ્યાસ હિબ્રુભાષાથી શરૂ કર્યો. આ ભાષામાં, કોઇ પણ શિક્ષકની સહાય્ય વિના તે આખરે એટલો નિષ્ણાત થયો કે જૂની સંહિતા–old Testament–નો જે કોઈ ફકરો નજરે પડે તો તે તે વાંચી શકતો. આ કાર્યમાં વિજય મળવાથી તે ગ્રીક ભાષાનું પરિશીલન કરવા લાગ્યો અને અલ્પ સમયમાં જૂની સંહિતા તેને જેટલી પરિચિત હતી તેટલી નવસંહિતા–New Testament–પણ થઇ ગઈ. આટલા સમય સુધી તેને લેટીનનો ગંધ પણ નહોતો; પરંતુ સર્વોત્તમ પુસ્તકો અરે ગ્રીક અને હિબ્રુ ભાષા વિષેનાં સર્વોત્તમ પુસ્તકો તે ભાષામાં છે એમ તેને વિદિત થવાથી તેણે તે ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો પણ નિશ્ચય કર્યો. આ કાર્યની સિદ્ધિને માટે તેણે શાળાના શિક્ષકની સાહાય્ય લેવાનો વિચાર કર્યો. આ ગુરુના હાથ નીચે શીખતાં લૅટીન ભાષામાં તેણે એવો તો અભ્યાસ કર્યો કે આસપાસનાં ગામોમાં તે વિદ્યાનો સાગર ગણાવા લાગ્યો. સદ્‌ભાગ્યે ત્યાંનો એક જમીનદાર રેવરંડ

ડૉ૦ હુલીડેલ્ફ જે સેન્ટ અન્ડ્રુઝની યુનાઇટેડ કૉલેજનો પ્રીન્સીપાલ હતો, તે ગૃહસ્થ ઘણો સુશિક્ષિત અને બુદ્ધિવાન હતો. તરુણ સ્ટોનની મહાન શક્તિ અને સુવિદ્યાથી ખુશી થઇને તેણે તેને વિશ્વવિદ્યાલયમાં જઇ અભ્યાસ કરવાની ભલામણ કરી અને તેના સંયોગો પ્રતિકૂળ હોવાથી તેના નિર્વાહને માટે તેણે વ્યવસ્થા કરી આપી. આથી સ્ટોન સેન્ટ એન્ડ્રુઝ ગયો અને ત્યાંના વિદ્યાલયમાં દાખલ થઈ તેના પ્રાથમિક શિક્ષણથી લોકોના મનમાં તેને વિષે જે આશા ઉત્પન્ન થઇ હતી તે આશા તેણે તૃપ્ત કરી, એટલુંજ નહિ પરંતુ તેથી એ વિશેષ કાર્ય કરી બતાવ્યું. અભ્યાસની પ્રત્યેક શાખામાં તે એવો તો આગળ વધ્યો અને વિદ્યાલયની બહાર પણ તેણે પોતાની શક્તિ એવી તો સરસ બતાવી આપી કે તેની કીર્તિ અત્યંત પ્રસરી ગઈ. તે તે વિદ્યાલયનો હીરો ગણાવા લાગ્યો અને વિદ્યાર્થીઓ પણ તેને પૂજવા લાગ્યા. તે તે વિદ્યાલયમાં ત્રણ વર્ષ રહ્યો ન રહ્યો એટલામાં તો તેના અધ્યાપકોની ભલામણપરથી તે ડંકેલ્ડની વ્યાકરણ શાળામાં આસિસ્ટન્ટ નીમાયો અને તે પછી બે કે ત્રણ વર્ષમાં તેને તે સ્કુલનો હેડમાસ્તર નિમવામાં આવ્યો. તેણે આ પદપર કેટલાં વર્ષ પર્યંત કામ કર્યું તે કાંઈ જણાયું નથી. તે પોતાનું સાહિત્ય વિષયક જ્ઞાન વધારે જતો હતો અને એક મહાન જીવનની આશા આપતો હતો એવામાં ઇ. સ. ૧૭૫૭ માં ૩૦ વર્ષની તરુણ વયમાં તે તાવનો ભોગ થઈ પડયો. અત્યાર સુધી તેનું કોઈ પણ પુસ્તક પ્રસિદ્ધ થયું નહોતું. તે વિદ્યાલયમાં હતો ત્યારે ‘સ્કૉટ્સ્ મૅગેઝીન’ નામક પત્રમાં તેનાં કેટલાંક વિનોદાત્મક કાવ્યો પ્રસિદ્ધ થયાં હતાં, એ શિવાય તેનો કોઈ પણ ગ્રંથ અત્યાર સુધી જગતની દ્રષ્ટિએ પડયો નહોતો. તેનું લખેલું Immortality of authors ( ગ્રંથ કર્તાઓની અમરતા ) એ નામનું પુસ્તક તેના મૃત્યુ પછી પ્રકટ થયું.

આ પુસ્તકની અનેક આવૃત્તિઓ બહાર પડી છે. પરંતુ તેના અલ્પજીવનનાં પાછલાં વર્ષો બહુધા સ્કોટલાંડના લોકોનું મૂળ અને તેમની ભાષા સંબંધે એક પુસ્તક લખવામાં રોકાયાં હતાં. જો કે આ પુસ્તક સંપૂર્ણ નથી, તોપણ તે તેનું અસાધારણ જ્ઞાન અને અલૌકિક બુદ્ધિ-ચાતુર્ય પ્રદર્શિત કરે છે.

વેલેન્ટાઈન ડુવાલ નામનો વિદ્વાન એક રંક ફ્રેંચ મેનનો પુત્ર હતો. જ્યારે તે દશ વર્ષનો થયો ત્યારે તેનો પિતા મૃત્યુ પામ્યો. આથી તેના ગામના એક ખેડુતને ત્યાં નોકરીએ રહેવાની તેને ફરજ પડી. પરંતુ એકાદ ક્ષુદ્ર અપરાધને માટે તેને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યો ત્યારે તેણે પોતાના ગામનો સમૂળો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો; કારણ કે જો તે તે ગામમાં રહે તો પોતાની માતાને બોજારૂપ થઈ પડે. આવો ઠરાવ કરી તે પોતાના ગામથી બહાર નીકળ્યો. વખત શીઆળાનો હતો. અને ટાઢ ખૂબ પડતી હતી. વળી તે ક્યાં જવું તે વિષે પણ અનિશ્ચિત હતો. કેટલાક સમય પર્યંત તેણે રોટલીના ટુકડાને માટે તથા શિયાળાની સખ્ત ઠંડીથી પોતાનું સંરક્ષણ કરવાને માટે લોકોની યાચના કરી, પરંતુ તેની યાચના સફળ થઈ નહિ. તે ક્ષુધા, શ્રમ અને કષ્ટદાયક શિરોવેદનાથી કંટાળી ગયો હતો, એવામાં એક રંક ભરવાડે તેને પોતાની પાસે રાખ્યો અને જ્યાં તેનાં ઘેટાં બંધાતાં હતાં ત્યાં સુઈ રહેવાની તેને પરવાનગી આપી. અહીંઆં તેને શીતળા નીકળ્યા અને તે બિમારીથી તેને ઘણું કરીને એક મહિના સુધી પથારીવશ થવું પડયું. પરંતુ તે ગામના ધર્માચાર્યના પરિશ્રમથી તે સાજો થયો કે તરતજ તે પાછો પ્રવાસ કરવા લાગ્યો. તેના વતનથી ૧૫૦ માઈલને અંતરે આવેલા એક પર્વતની તળેટી આગળના એક ગામમાં એક ખેડુતને ત્યાં તે બે વર્ષ સુધી નોકરીએ રહ્યો અને તેનાં ઢોર ચાર્યાં. પછી એક દિવસ દૈવયોગે તે એક

સંન્યાસીની પર્ણકુટી આગળ આવી પહોંચ્યો, આ સંન્યાસીએ તેને થોડાક પ્રશ્નો પૂછ્યા તેના ઉત્તર તેણે એવી સરસ રીતે આપ્યા કે તેનું બુદ્ધિચાતુર્ય જોઈ પેલો વૈરાગી તો ખુશ ખુશ થઈ ગયો અને તેને પોતાની સાથે રહેવાની તથા પોતાનું પુસ્તકાલય તપાસવાની ભલામણ કરી. હુવાલે આ માગણી તરત સ્વીકારી. અહિંઆં તેને બહુધા ઇશ્વરચિંતન વિષે લખેલા થોડા ગ્રંથો વાંચવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. થોડા સમય પછી પેલા સંન્યાસીએ તેને એક ભલામણ-પત્ર આપીને બીજા ધાર્મિક સ્થાને મોકલી આપ્યો. આ સ્થાને તેને ઢોર ચારવાનું કામ સોંપવામાં આવ્યું અને એક સાધુ તેને લખવાનું કાર્ય શીખવતો ગયો.

હુવાલને અહીંઆં થોડાં વધારે પુસ્તકો વાંચવાને મળ્યાં કે જે તેણે ઘણા ઉત્સાહથી વાંચી નાંખ્યાં. તે અહીંથી તહીં જતાં જે કાંઇ દ્રવ્યપ્રાપ્તિ કરતો તે સર્વ પુસ્તકો ખરીદ કરવામાં ખરચતો. એક દિવસે તેને એક સુવર્ણનો શિક્કો જડયો. આ શિક્કો ફોર્સ્ટર નામના એક અંગ્રેજ પ્રવાસીના ગજવામાંથી પડી ગયો હતો. જ્યારે પેલો અંગ્રેજ પ્રવાસી પોતાનો શિક્કો લેવા તેની પાસે આવ્યો ત્યારે તેને તેની સાથે જે વાર્તાલાપ થયો તેથી તે તેનાપર એટલો તો પ્રસન્ન થયો કે તેણે તેને કેટલાંક પુસ્તકો આપ્યાં અને તેનું પરિશીલન શી રીતે કરવું તે માર્ગ બતાવ્યો.

થોડા વખત પછી એક અજાણ્યા પ્રવાસીએ હુવાલને એક વૃક્ષની નીચે બેસીને એક નકશો તપાસવામાં લીન થયેલો જોયો. તેને તેણે પૂછ્યું "કેમ ભાઈ! આ શું કરો છો?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "હું ભૂગોળનો અભ્યાસ કરૂં છું." તે પ્રવાસીએ પૂછ્યું "અને હમણાં તમે શું જુઓ છો?" "હું ક્વેબેક જવાનો માર્ગ તપાસું છું" હુવાલે ઉત્તર આપ્યો. પેલો પ્રવાસી આ ઉત્તર સાંભળી વિસ્મિત થયો અને

તે બોલ્યો "કુવેબેકનો માર્ગ તપાસો છો ? તે તપાસીને તમે શું કરશો ?" હુવાલે ઉત્તર આપ્યો "તે નગરના વિશ્વવિદ્યાલયમાં દાખલ થઈ મારો અભ્યાસ વધારવાનો મારો ઇરાદો છે. પેલો અજાણ્યો પ્રવાસી લોરેનના રાજકુમારોનો મંત્રી હતો. તેણે તેને ત્યારપછી અનેક પ્રશ્નો પૂછ્યા અને તેના પ્રત્યુત્તર મળતાં તે તેનાપર એટલો પ્રસન્ન થયો કે તેણે એકદમ તેને નિકટમાં આવેલી એક વિદ્યાલયમાં મોકલી આપ્યો. અહીંઆં તેણે થોડા વખત પર્યંત અભ્યાસ કર્યો. પછી તેના આશ્રયદાતા લોરેનના ડ્યુકે તેને પોતાની પાસે પારીસમાં તેડાવી લીધો, પાછળથી આજ લોરેનનો ડ્યુક શહેનશાહ પહેલા ફ્રાન્સીસનું નામ ધારણ કરી ગાદીપર બેઠો હતો. પારિસમાં હુવાલે થોડા વખતમાં સારી પ્રસિદ્ધિ મેળવી અને આખરે તે વખતના વિદ્વાનોમાં ઉચ્ચ પદીને પ્રાપ્ત થયો.

હુવાલ પોતાના પ્રાથમિક આશ્રયદાતાઓને કદિ પણ વિસરી ગયો નહોતો; તેમજ રંક માબાપને ઘેર જન્મવાથી તથા પ્રાથમિક અવસ્થા ગરીબાઈમાં ગાળવાથી તેના વર્તન અને રીતભાતમાં જે સાદાઈ આવી હતી તે તેણે આખર પર્યંત કદિ પણ છોડી નહોતી. તે દરબારનો સભ્ય બન્યો અને શહેનશાહની સાથે ધાડી મૈત્રી ધરાવવા લાગ્યો. ત્યાર પછી તે પોતાના વતનમાં ગયો અને પોતાનો પિતા જે ઘરમાં રહેતો હતો તે ઘર ખરીદ્યું તથા તેજ જગ્યા ઉપર પોતાને ખર્ચે ગ્રામ્યશિક્ષકને માટે એક સુંદર મકાન બંધાવી આપ્યું. હુવાલ સાધુઓની સાથે સદા પત્રવ્યવહાર રાખતો હતો; જે સાધુએ તેને લખતાં શીખવ્યું હતું તેનું મકાન સારૂં ન હોવાથી તેણે તેને સારૂં ઘર બંધાવવાને માટે પૈસાની એક સારી રકમ આપી હતી.

જૉન હન્ટર દુનિયામાં થઈ ગયેલા સૌથી મહાન શરીરછેદનશાસ્ત્રીઓ ( Anatomists )ની પંક્તિનો હતો. તે વીશ વર્ષની વયનો થયો ત્યાં સુધીમાં તેણે કોઈપણ પ્રકારનું શિક્ષણ મેળવ્યું નહોતું.

તે સ્કોટલાંડ દેશમાં ૧૭૨૮ ની સાલમાં જન્મ્યો હતો. તે તેના બાપને દશ છોકરાંમાં સૌથી નાનો હતો અને તેના પિતાની વૃદ્ધાવસ્થામાં જન્મ્યો હતો તેથી તેને અત્યંત લાડથી ઉછેરવામાં આવ્યો હતો. જ્યારે તે માત્ર દશ વર્ષની વયનો હતો ત્યારે તેનો પિતા મરણ પામ્યો અને પોતાની માતાના રાજમાં તે ફાવેતેમ નાચ્યો કુદ્યો હશે એમાં કાંઇ સંશય નથી. નિયમિત અભ્યાસ કરવા પ્રત્યે તેને એટલો બધો તિરસ્કાર હતો કે તેને લેખનવાંચનકળાનાં મૂળતત્ત્વો શીખવવામાં પણ ઘણી મુસ્કેલી પડી હતી, તેને લૅટિન ભાષાનું જ્ઞાન આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પરંતુ થોડા વખત પછી નિરાશા સાથે તેને બિલકુલ છોડી દેવામાં આવ્યો. આ રીતે તેની બાલ્યાવસ્થા રમત ગમતમાંજ વ્યતીત થઇ હતી.

જ્યારે પ્રમાદમાં સમય ગાળવાથી નિર્વાહ કરવાનું અશક્ય થઈ પડયું ત્યારે તેના મગજને બદલે તેના હાથને માટે કાંઈ કાર્ય પુરૂં પાડવા શિવાય બીજો રસ્તો તેને માટે અવશિષ્ટ રહ્યો નહોતો. તેની એક બેન ગ્લાસગોના એક સુતારને ત્યાં પરણી હતી. હંટર પોતાના બનેવીને ત્યાં ઉમેદવાર રહ્યો. આ સ્થળે તે ટેબલ ખુરશી બનાવવાનું કાર્ય થોડું શીખ્યો. જો તેનો બનેવી દેવાળીઓ થઇ ગયો ન હોત તો કદાચ તેનું સમસ્ત જીવન સુતારના વ્યવસાયમાંજ વ્યતીત થયું હોત. આ વખતે હંટરની વય ૨૦ વર્ષની હતી. તેનો વડો બંધુ વિલિયમ લંડનમાં વૈદ્યનો ધંધો કરતો હતો અને તેણે વૈદ્યક સંબંધે ભાષણ કરવામાં તથા અંગછેદન શાસ્ત્રમાં કેટલેક અંશે નિપુણતા મેળવીને સારી પ્રખ્યાતિ પ્રાપ્ત કરી હતી. જૉન હંટરે તેનાપર એક પત્ર લખીને તેને જણાવ્યું કે હું તમને પ્રથક્કરણ કરવામાં સાહાય્ય કરીશ માટે મને લંડનમાં બોલાવી લો. જો આમ નહિ કરો તો હું સૈનિક તરિકે નામ નોંધાવીને સૈન્યમાં દાખલ થઇશ. આથી તેના બંધુએ તેને પોતાને ત્યાં

બોલાવી લીધો. તેના બંધુએ પ્રથમ તેને હસ્તમાંનો સ્નાયુ પ્રદર્શિત કરવાને એક હસ્ત પ્રથક્કરણ કરવા માટે આપ્યો અને તે કાર્ય કેમ બને છે તેની સૂચના આપી. આ કાર્ય શિષ્યે એટલી તો ચાલાકીથી કર્યું કે ગુરુએ જે આશા રાખી હતી તેથી પણ તે કાર્ય વધુ સારી રીતે થયું. ત્યાર પછી ડૉકટર સાહેબે તેના હસ્તમાં એક બીજો હાથ મુકયો અને તેનું પ્રથક્કરણ કરવાની રીત બતાવી. પોતાના બંધુના કાર્યથી વિલિયમ એટલો તો સંતુષ્ટ થયો કે તેણે તેને ખાત્રીપૂર્વક જણાવ્યું કે ભવિષ્યમાં તું ઉત્તમ અંગછેદન શાસ્ત્રી થશે અને તારે કોઇની નોકરી કરવાની આવશ્યકતા રહેશે નહિ.

અંગછેદન શાસ્ત્રમાં તે એટલી તો ઝડપથી આગળ વધ્યો કે એક વર્ષમાં તો તેના બંધુએ તેને અન્યના શિક્ષાગુરુ થવાની લાયકાત તેનામાં આવી ગઈ છે એમ ખાત્રીપૂર્વક જણાવ્યું. આથી એક અલગ ઓરડામાં પોતાના શિષ્યોને તે શિક્ષણ આપવા લાગ્યો. તેની બુદ્ધિ અને તેના બંધુના ઉત્તેજનથી તે હવે દહાડેદહાડે લોકોમાં વિશેષ અને વિશેષ પ્રસિદ્ધ થવા લાગ્યો. તેના મૃત્યુથી ઘણાં વર્ષો પૂર્વે તે એ સમયના અંગછેદનશાસ્ત્રીઓમાં લોકમાન્ય થયો હતો.

ખાસ કરીને તુલનાત્મક અંગછેદન શાસ્ત્રી અર્થાત્ નિકૃષ્ટ પ્રતિનાં પશુઓની અંગરચના અને મનુષ્યની અંગરચના સંબંધે તુલનાત્મક તપાસ કરવા પ્રત્યે તેણે વિશેષ લક્ષ આપ્યું હતું. આ પ્રકારના અભ્યાસમાં તે તન મન અને ધનથી મંડી પડયો હતો. તે પોતાના ધંધામાંથી જે દ્રવ્ય બચાવતો તેમાંની પાઇએ પાઇ તે જે પશુઓની અંગરચનાની તપાસ કરવાની હોય તેનો સંગ્રહ કરવામાં ખરચી નાખતો હતો. તેની ઉપજ કાંઇ ઘણી નહોતી. તે વખતે તેણે લંડનમાં એક પરામાં થોડી જમીન ખરીદી અને પોતાનો સંગ્રહ રાખવાને માટે ત્યાં એક મકાન બંધાવ્યું. આ મકાનની આસપાસ જે અજાણ્યાં પ્રાણી-

ઓને તે જીવતાં રાખતો તેને માટે તેણે બાગ બનાવ્યો. જ્યારે તેને પોતાના ધંધામાંથી એક પળનો પણ અવકાશ મળતો નહોતો ત્યારે પણ તે સૂર્યોદયથી આઠ વાગ્યા પર્યંત પોતાના સંગ્રહસ્થાનમાં રહેતો હતો. પોતાના બહોળા ધંધાને પહોંચી વળવા ઉપરાંત તે પ્રત્યેક શિઆળામાં અનેક વ્યાખ્યાનો આપતો. તે ઘણાં વર્ષો સુધી સેંટ જ્યૉર્જની હોસ્પીટલનો સર્જ્યન નિમાયો હતો. વળી તે સૈન્યમાં ડેપ્યુટિ સર્જ્યન જનરલનો ઓદ્ધો ભોગવતો હતો અને સાથે સાથે પોતાના મકાનમાં સપ્રયોગ અંગછેદન વિદ્યા વિદ્યાર્થીઓને શીખવતો હતો. આ સર્વ પ્રવૃત્તિ ચાલુ રહેવા છતાં તે પ્રયોગ કરવાને માટેજ નહિ, પરંતુ અનેક મહત્વના ગ્રંથો રચવાને પ્રાકૃતિક જ્ઞાનની વૃદ્ધિ અને પ્રચાર કરવાની યોજનાઓ ઘડવાના કાર્યમાં સક્રિય ભાગ લેવાને માટે અવકાશ પ્રાપ્ત કરી શકતો હતો. આ સર્વ વિવિધ કાર્ય પ્રત્યે લક્ષ આપવાને સમય મળે એટલા માટે તે રાત્રિના માત્ર ચારજ કલાક નિદ્રા લેતો અને ભોજનને માટે માત્ર એક કલાક ગાળતો.

તુલનાત્મક અંગછેદન વિદ્યાનાં ઉપયુક્ત સાધનો પ્રાપ્ત કરવાને માટે તે "ટાવર ઓફ લંડન"માં રાખવામાં આવતાં જંગલી જનાવરોના રક્ષકને તથા જંગલી પશુઓ પાળનારા ગૃહસ્થોને અથવા ધંધાદારીઓને મૃગ જનાવરોનાં અંગો પોતાને પહોંચતાં કરવાની ભલામણ કરતો, સરકસવાળાઓને તે જે જાતનાં જનાવરની અછત હોય તે જાતનાં જનાવરો એવી સરતે આપતો કે તે મરી જાય ત્યારે તેના મડદાની પાછી સુંપ્રત કરવી. તેના મિત્રો અને તેના હાથ નીચે શીખી ગયેલા શિષ્યો જગતના ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી તપાસને માટે તેનાપર ભિન્ન ભિન્ન જાતનાં પશુઓ મોકલી આપતા. આ રીતે તેણે પોતાના સંગ્રહસ્થાનમાં અનેક જાતનાં પશુ પક્ષીઓનો સમુદાય એકઠો કર્યો હતો. તે તેમની કૃતિઓ અને તેમના સ્વભાવોનું બારિક નિરી-

ક્ષણ કરતો અને તેઓ પરસ્પર હળી જાય એવી યુક્તિ રચતો. માંસાહારી પશુઓનું અવલોકન કરવામાં તે વિશેષ રસ લેતો હતો. વળી જગતના ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી તેણે અનેક ગોધાઓ મંગાવ્યા હતા. ઈંગ્લાંડ દેશની સમ્રાજ્ઞીએ તેનાપર એક ગોધો મોકલ્યો, તેની સાથે તે હમ્મેશાં કુસ્તી કરવાને અખાડામાં ઉતરતો. એક વખતે તેની સાથે કુસ્તી કરતાં તે ગોધાએ તેને નીચે પટક્યો અને જો તેનો એક નોકર અકસ્માત્ ત્યાં આવી પહોંચ્યો ન હોત અને તેણે ગોધાને ડરાવીને નસાડી મૂક્યો ન હોત તો કદાચ હંટરને પોતાનો પ્રાણ પણ ખોવો પડત. બીજે પ્રસંગે બે ચિત્તાઓ પોતાને સ્થાનેથી છૂટી ગયા, અને તેમણે પાંજરામાંથી બહાર નીકળીને કુતરાઓપર હલ્લો કર્યો. આથી કુતરાઓ જોરથી ભસવા લાગ્યા. શું બન્યું છે તે જોવાને માટે હંટર દોડી આવ્યો. આવીને જુએ છે તો એક ચિત્તો દીવાલપર ચઢીને નાશી જવાની તૈયારીમાં હતો અને બીજાની આસપાસ કુતરાઓ વિંટળાઇ વળ્યા હતા. તેણે એકદમ બન્નેને પકડી લીધા અને જઇને તેમને પિંજરામાં પૂરી આવ્યો. પરંતુ તેમને સહિસલામત પિંજરામાં પુર્યા કે તરતજ તેણે કેટલું મોટું જોખમ ખેડયું હતું તેની તેને સ્મૃતિ થઈ અને આથી તે એટલો તો બાવરો બની ગયો કે બેભાન થઇને પડી જવાની અણીપર આવ્યો.

જૉન હંટર ૧૭૯૩ માં તેની ૬૬ વર્ષની વયે મૃત્યુ પામ્યો. તેના મૃત્યુ પછી પાર્લામેન્ટે તેનું સંગ્રહસ્થાન ૪૫૦૦૦ પાઉંડની કિમ્મત આપી ખરીદી લીધું. આ સંગ્રહસ્થાન સાંપ્રત 'રૉયલ કૉલેજ ઑફ સર્જ્યન્સ' ને લગતા હોલમાં છે. એ સંગ્રહસ્થાન એકજ વ્યક્તિના પ્રેમ, બુદ્ધિચાતુર્ય અને ઉદારતાનું અતિ સુંદર સ્મારક છે.

એશિયા માઈનરમાં આવેલા પોન્ટસ નગરનો મહાન રાજા મિથ્રાડાટસ પ્રાચીન કાળમાં ભાષાજ્ઞાનને માટે અતિ પ્રસિદ્ધ થયેલો

હતો. એમ કહેવાય છે કે તેણે સર્વ પ્રજાને વશ કરી હતી. આ સર્વે પ્રજાની ભાષાઓ તે માતૃભાષાના જેવીજ સરળતા અને ભૂલ વિના બોલી શકતો હતો. જેઓ મહાન ભાષાશાસ્ત્રીઓ હોય છે તેમને કદિ કદિ મિથ્રાડાટસની ઉપમા આપવામાં આવે છે.

તેના પછી મહાન ભાષાશાસ્ત્રી મિરાન્ડોલાનો રાજકુમાર થયો. તે ઈ. સ. ૧૫૬૩ માં જન્મ્યો હતો અને ૧૪ વર્ષની બાળવયે ઈટાલિ દેશના બોલોગ્ના નગરના વિશ્વવિદ્યાલયમાં દાખલ થયો હતો. આ વિશ્વવિદ્યાલયમાં તેણે માત્ર પોતાની અસાધારણ બુદ્ધિ અને સ્મરણ-શક્તિથીજ નહિ પરંતુ ખંત અને ઉદ્યોગથી ઘણી કીર્તિ સંપાદન કરી હતી. તેણે પૂર્વાવસ્થામાં જેમ ખંતથી વિજય પ્રાપ્ત કર્યો હતો તેજ પ્રમાણે ઉત્તરાવસ્થામાં પણ જ્ઞાન મેળવવામાં વિશેષ નામના મેળવી હતી. પોતાની ૨૩ વર્ષની વયે એક મિત્ર ઉપર પત્ર લખતાં જણાવ્યું હતું કે " મહા ઘોર પરિશ્રમ અને ખંતથી હિબ્રુ અને ખાલ્ડી ભાષાનું જ્ઞાન મેં પ્રાપ્ત કર્યું છે અને સાંપ્રત ઍરેબીક ભાષાની કઠિનતા સાથે યુદ્ધ કરૂં છું. એક શ્રીમાન અને અમીરની મહત્વાકાંક્ષા આવાં મહત્કાર્ય કરવાનીજ હોવી જોઇએ." પોતાના એક અન્ય મિત્ર ઉપર પત્ર લખતાં તે જણાવે છે કે " એક મહિના પર્યંત રાત્રિ દિવસ હિબ્રુ ભાષાનો અભ્યાસ કર્યા પછી હવે મેં મારૂં સર્વ ચિત્ત ઍરેબિક અને ખાલ્ડી ભાષા શીખવામાં એકાગ્ર કર્યું છે, મેં હિબ્રુ ભાષામાં જેટલો અભ્યાસ કર્યો છે તેટલોજ અભ્યાસ આ ઉભય ભાષામાં હું કરીશ એ નિઃસંદેહ વાત છે. સાંપ્રત હું હિબ્રુ ભાષામાં પત્ર લખી શકું છું; જો કે તે લખેલો પત્ર પ્રશસ્ય તો ન બને પરંતુ તેમાં કાંઈ મહત્વની ભૂલ રહેવાનો સંભવ નથી. માત્ર મનોબળ—માત્ર શ્રમ અને ખંતથી એક મનુષ્ય શું કરી શકે છે તે જોઇ લ્યો. અરે શક્તિ પણ ન હોય ત્યારે મનોબળ મહાભારત કાર્ય કરી શકે છે?"

મિરાન્ડોલાના જે પત્રો દુનિયાને પ્રાપ્ત થયા છે તે અતિ પ્રોત્સાહક છે. તેના શબ્દે શબ્દમાં પ્રોત્સાહનના ઉભરા ઉભરાઇ જાય છે; હૃદયની સ્ફુર્ણા છલકાઈ જાય છે; ગંભીરતા અને આનંદનો અસ્ખલિત પ્રવાહ વહે છે; તે એકાગ્ર ધ્યાનનાં સર્વ અંગોથી ભૂષિત છે અને તે ઉચ્ચ નીતિનો પ્રબોધ છે. આહા! તે પત્રો કરતાં વિશેષ આલ્હાદકારક વસ્તુ શી હશે? તે સમયના લોકો તે પત્રોની કિંમત એટલી બધી કરતા હતા કે તેની કેટલીક પ્રાથમિક આવૃત્તિઓના મુખ પૃષ્ટ ઉપર "સર્વ-શ્રેષ્ઠ વિદ્યાવિશારદ, સર્વોદાત્ત, મર્ત્યલોકમાં સર્વોત્તમ વક્તાના સુવર્ણમય પત્રો" એવા શબ્દો મુદ્રાંકિત કરવામાં આવ્યા હતા. આધુનિક સમયના લોકો કદાચિત્ આવાં વિશેષણોથી ભૂષિત કરેલા ઉલ્લેખને અતિશયોક્તિ-પરિપૂર્ણ ગણી કાઢી તેની હાંસી કરશે, પરંતુ આપણે બ્રુ પત્રોના લેખકને તે સમયના લોકો કેટલો પૂજ્ય ગણતા હતા તેજ માત્ર જોવાનું છે.

ઍન્ટોનીઓ મૅગ્લી બૅકચી જગત્માં સર્વથી મહાન વાંચનાર હતો એમ કહીશું તો તે અતિશયોક્તિ નહિ ગણાય. તે ફ્લોરેન્સમાં ૧૬૩૩ ની સાલમાં જન્મ્યો હતો અને અમને જે માહિતી પ્રાપ્ત થઇ છે તે પરથી એમ જણાય છે કે તેણે પોતાની વિદ્યાર્થી તરિકેની કાર-કીર્દિ વિચિત્ર રીતે શરૂ કરી હતી. તેનાં માતપિતા અતિ રંક હતાં તેથી તેમણે તેને કુંડામાં છોડ ઉછેરીને વેચનારને ત્યાં રાખ્યો હતો. તેનો શેઠ છોડની સંભાળને માટે જુનાં પુસ્તકોનાં પાનાં લપેટતો હતો. તે પાનાંને ખંતપૂર્વક જોવાને હમ્મેશાં તે દૃષ્ટિ ખેંચ્યા કરતો. જો કે આ પાનાં તે વાંચી શકતો નહોતો તોપણ તેને તપાસવાથી તેને ઘણો આનંદ થતો હતો. હવે એમ બન્યું કે એક બુકસેલરે તેને આ પ્રમાણે પાનાં તપાસતાં જોયો અને તેણે તેને પોતાને ત્યાં નોકરીમાં રાખવાની માગણી કરી. આ માગણી તેણે એકદમ સ્વીકારી, કારણ કે પોતાની ચારે તરફ પુસ્તકો ભર્યા હોય એવી

સ્થિતિમાં રહેવાથી તેને જેટલો આનંદ થતો હતો તેટલો આનંદ તેને અન્ય કોઈ પણ ધંધામાં થતો નહોતો. પોતાની આ નવી નોકરીમાં તેણે એવી તો ચપળતા દર્શાવી કે બે ત્રણ દિવસના અરસામાં પેલી દુકાનમાં રહેલું પ્રત્યેક પુસ્તક કયે સ્થાને છે તે ચોક્કસ રીતે તે જાણી ગયો. પુસ્તક માગતાંની સાથે તે એકદમ તેને શોધીને આણી આપતો. તેના શેઠના કરતાં પણ તે આ બાબતમાં વિશેષ પ્રવીણ થઈ ગયો હતો. થોડા વખત પછી તે વાંચતાં શીખ્યો; અને તેને વાંચનકળા પ્રાપ્ત થઇ એટલે પછી તો પૂછવુંજ શું? તેના અવકાશની પ્રત્યેક પળ આ નવા પ્રકારના આનંદમાં વ્યતીત થવા લાગી.

કેટલાકો એમ પણ કહે છે કે તેને પ્રથમ એક સોનીને ત્યાં ઉમેદવાર રાખવામાં આવ્યો હતો, ભલે તે સોનીને ત્યાં રહ્યો હોય કે બુકસેલરને ત્યાં રહ્યો હોય પરંતુ આ વાત તો સર્વ કોઈ સ્વીકારે છે કે તે જ્યારે ઉમેદવારી કરતો હતો ત્યારેજ તેણે અસાધારણ જ્ઞાનનો પાયો નાખ્યો હતો. ઉતરાવસ્થામાં તેનું જ્ઞાન જગતપ્રસિદ્ધ થઈ ગયું હતું. પ્રથમ તો તેના વિશાળ જ્ઞાનની અને તેના ખંતપૂર્વક અભ્યાસની ખબર ફ્લોરેન્સના વિદ્વાનોને પડી. દરબારમાં તેની ઓળખાણ કરાવી આપવામાં આવતાં ગ્રાંડ ડ્યુકે તેને પોતાની એક પુસ્તકશાળાનો વ્યવસ્થાપક નીમ્યો. આજ જગ્યાપર તે પોતાના મૃત્યુ પર્યંત રહ્યો. ૧૭૧૪ માં તેનો કાળ થયો હતો.

મૅગ્લીઆ બૅકચીનાં વિશાળ વાંચન અને અદ્દ્ભુત સ્મરણશક્તિની અનેક આશ્ચર્યકારક કથાઓ લોકમાં ચાલે છે. જો કે આ કથાઓ અતિશયોક્તિથી યુક્ત છે, તોપણ તે સ્પષ્ટ રીતે દર્શાવી આપે છે કે તેના વાંચવામાં આવેલી પ્રત્યેક વસ્તુ તેની સ્મરણશક્તિમાં જળવાઈ રહેતી હતી. ખરેખર તે જાતે એક પુસ્તકશાળા રૂપજ હતો, કારણ કે તે વખતના અન્ય વિદ્વાનો અમુક વિષયપર અત્યાર પર્યંત શું શું

લખાયું છે તે જાણવાને માટે તેને અરજ કરતા હતા. આ રીતે જ્ઞાનની જુદી જુદી શાખાના અભ્યાસીઓને તે સર્વ માહિતી પુરી પાડતો હતો. એમ કહેવાય છે કે જે વિષય વિષે તેને પૂછવામાં આવતું તે વિષયપર અમુક વિશિષ્ટ વિદ્વાને શું કહ્યું છે તે તે જણાવતો એટલુંજ નહિ, પરંતુ ઘણી વખત તો તેના શબ્દો ટાંકતો અને પુસ્તક, પૃષ્ટ, તથા પેરેગ્રાફ પણ જણાવતો. ગ્રંથકર્તાઓ અને ગ્રંથ પ્રકાશકો સામાન્ય રીતે પોતાના તરફથી પ્રકટ થયેલાં સર્વ પુસ્તકો તેનાપર મોકલી આપતા, કારણ કે જે પુસ્તક મૅગ્લીઆ બૅકચીના હાથમાં જાય તેમાં જો કાંઈ તત્ત્વ હોય તો તે સમસ્ત દુનિયાના વિદ્વાનોમાં પ્રસિદ્ધ થવાનો સંભવ હતો, કેમકે સર્વ વિદ્વાનો મૅગ્લીઆ બૅકચીની સાથે પત્રવ્યવહાર રાખતા હતા; અને નવા ગ્રંથો જો તેની ભલામણને પાત્ર નીવડતા તો તેમાં રહેલા ઉત્તમ ગુણોને તે પોતાની સાથે પત્રવ્યવહાર રાખનાર વિદ્વાનોમાંના જેને તેનો ખપ હોય તેને જણાવતો.

ગ્રંથ વાંચીને તેનું રહસ્ય સમજી લેવાનો એક ટુંકો માર્ગ તેણે ગ્રહણ કર્યો હતો. આથી તે અનેક ગ્રંથોનું પરિશીલન અલ્પ સમયમાં કરી શકતો હતો. તેનો આ માર્ગ અન્યને પણ ઉપયુક્ત થઈ પડે એવો છે. એમ કહેવામાં આવે છે કે પ્રથમ તો તે મુખપૃષ્ટ જોતો, પછી પ્રસ્તાવના, પછી ગ્રંથાર્પણ અથવા અન્ય પ્રારંભિક બાબતો અને ત્યાર પછી ભાગો અથવા પરિચ્છેદો જોઈ જતો. આ રીતે પુસ્તકનું સંપૂર્ણ રીતે સિંહાવલોકન કરી લીધાથી અને અન્ય લેખકોએ તે વિષય સંબંધે શું શું કહ્યું છે તે તે સારી પેઠે જાણતો હોવાથી આ નવા ગ્રંથમાં શું તાત્પર્ય હશે તેની સામાન્ય કલ્પના તે બહુ સારી રીતે કરી શકતો હતો. જો આ સિંહાવલોકનથી તેને નિશ્ચયપૂર્વક જણાયું કે પુસ્તકના અમુક ભાગમાં ખરેખર નવું અને મહત્વનું લખાણ છે તો તે પુસ્તક મુકી દેતા પહેલાં તે ભાગને વિશેષ લક્ષ-

પૂર્વક જોતો. માત્ર ઉપયોગ પુરતુંજ તે વાંચતો હતો, તોપણ તેનું તે વાંચન કાંઈ ઉપર ટપકેતું નહોતું. તે યુગના સર્વથી મહાન વિદ્વાનો તેના પ્રતિ જે પૂજ્યભાવથી જુએ છે તે પરથી આ વાત સિદ્ધ થાય છે. પુસ્તકોદ્વારા જ્ઞાન મેળવી લેવાની કળામાં તેણે જે પ્રાવીણ્ય મેળવ્યું હતું તેનું કારણ અન્ય વિષયોના ભોગે માત્ર એકજ વિષયમાં તેની સમગ્ર શક્તિ એકાગ્ર કરવાનું તેનું કૌશલ્ય છે. તેણે પોતાનું સમસ્ત જીવન પોતાના પુસ્તકાલયમાંજ ગાળ્યું એમ કહીશું તો તે અતિશયોક્તિ નથી, કારણ કે તે પુસ્તકોની વચમાંજ સુતો હતો અને ભોજન પણ ત્યાંજ લેતો હતો. તે અત્યંત સાદો ખોરાક લેતો હતો. ત્રણ બાફેલાં ઈંડાં અને પાણી એજ તેનો ખોરાક હતો. દિવસે આરામથી બેસી શકાય અને રાત્રે સુઈ શકાય એવી સગવડવાળી એક ખુરશી તેણે પોતાની જાતે બનાવી હતી. આજ ખુરશીપર તે પડી રહેતો હતો. ફ્લોરેન્સથી થોડા ગાઉ દૂર સુધીનીજ તેણે મુસાફરી કરી હતી. તેથી વિશેષ દૂર તે કદિ પણ ગયો નહોતો, તે છતાં પણ સમસ્ત દુનિયાનાં સર્વ પુસ્તકાલયો તેને પોતાના પુસ્તકાલયની પેઠે પરિચિત હતાં.

એક દિવસ ગ્રાંડ ડયુકે તેને પૂછાવ્યું કે તમે મને અતિ વિરલ પુસ્તક મેળવી આપશો? તેણે પ્રત્યુત્તર મોકલ્યો કે "ના સાહેબ; એ વાત અશક્ય છે, કારણ કે તમે માગો છો તેવું પુસ્તક તો આખી દુનિયામાં માત્ર એકજ છે અને તે કૉન્સ્ટૅન્ટીનોપલમાં ગ્રાંડ સીનોરની પુસ્તકશાળામાં છે. તે તે ગ્રંથાલયમાં પ્રવેશ કરતાં જમણા હાથપર બીજી આભરાઇપરતું સાતમું પુસ્તક છે." પુસ્તકો એજ તેની દુનિયા હતી એ વાત આ ઉદાહરણપરથી કેવી સિદ્ધ થાય છે!

તે છતાં પણ મૅગ્લીઆ બૅકચી કોઈ પણ પ્રકારે માત્ર ગ્રંથકીટક નહોતો. ખરેખર તે જેવો આનંદ ભોગવી ગયો અને અન્યપર ઉપકાર કરી ગયો તેવો આનંદ અને તેવો ઉપકાર ઘણાજ થોડા મનુષ્યોના

ભાગ્યમાં હોય છે ! તેની માનસિક શક્તિઓ કેટલીક બાબતમાં અદ્દભુત હતી તોપણ માનવ પ્રજાનું જ્ઞાન વૃદ્ધિંગત કરવાને ગંભીર અને ઉત્પાદક કલ્પના શક્તિ જોઇએ છે તેનો તે વધારો કરી શક્યો નથી. જે કાર્ય ઉત્તમ રીતે કરવાને તે સૌથી વિશેષ લાયક હતો તે કાર્ય તેણે કર્યું. પોતાના મનની તૃપ્તિને અર્થે તથા જેને તેની સાહાય્યની આવશ્યકતા હતી તેના લાભને અર્થે વિવિધ જ્ઞાનસંગ્રહ કરવાના કાર્યમાં તે તનમનપૂર્વક વળગી પડયો હતો. તેણે પોતાનું કર્તવ્ય પસંદ કરવામાં ઘણું ચાતુર્ય વાપર્યું અને આવા અતુલનીય વિજય સહિત અન્ય કોઇ પણ મનુષ્ય જે કાર્ય પાર પાડી શક્યું ન હોત તે તેણે પાર પાડયું.

સુપ્રસિદ્ધ ભાષા શાસ્ત્રી હેન્રી વાઇલ્ડ જાતનો દરજી હતો અને તેણે અનેક ભાષાઓનું જ્ઞાન બહુધા અન્ય કોઈ પણ મનુષ્યની સાહાય્ય વિના પ્રાપ્ત કર્યું હતું. તેનો જન્મ ૧૬૮૪ ની સાલમાં થયો હતો અને તે જ્યારે બાલ્ય દશામાં હતો ત્યારે તેણે કેટલાંક વર્ષો પર્યંત નૉર્વિચની વ્યાકરણશાળામાં અભ્યાસ કર્યો હતો. તે સ્કૂલ છોડયા પછી તેણે તેજ નગરના એક દરજીને ત્યાં ઉમેદવારી કરી. આ સ્થળે તેણે ૭ વર્ષ પર્યંત નોકરી કરી અને ત્યાર પછી ૭ વર્ષ સુધી તે અહીં તહીં ભટકતો રહ્યો. આ અરસામાં તેણે નિશાળમાં જે જ્ઞાન મેળવ્યું હતું તે સર્વને માથે પાણી ફેરવ્યું. પરંતુ એવામાં દૈવયોગે તે રોગ-ગ્રસ્ત થયો અને તેને દરજીનો ધંધો મોકુફ રાખવો પડયો. હવે વખત નિર્ગમન કરવાને માટે તેણે પુસ્તકો વાંચવા માંડયાં. તે એક ધાર્મિક પુસ્તક વાંચતો હતો ત્યારે તેણે કેટલાંક હિબ્રુ ભાષાનાં અવતરણો જોયાં. આથી તેને પોતાનો અભ્યાસ પુનઃ સજીવન કરવાની પ્રેરણા થઈ અને તેણે તેમ કરવાનો નિશ્ચય કર્યો. કેટલાક વખત સુધી અવિશ્રાંત પરિ-શ્રમ કરીને તે ફરીથી લૅટીન ભાષા ઉકેલતાં શીખ્યો અને લૅટીન ભા-ષામાં થોડી પ્રગતિ કર્યા પછી તેણે એકદમ હિબ્રુ ભાષા શીખવાનો

નિશ્ચય કર્યો. જેમાં હિબ્રુ શબ્દોના અર્થ લૅટિન ભાષામાં આપવામાં આવ્યા હતા એવો એક કોશ લખીને તેણે શીઘ્ર તે ભાષામાં પણ થોડી પ્રવીણતા મેળવી જ્યારે તે આ પ્રમાણે ભાષાજ્ઞાન મેળવવામાં પ્રવૃત્ત થયો હતો એવામાં તેની પ્રકૃતિ ધીમે ધીમે સુધરી અને તેણે પોતાનો દરજીનો ધંધો પુનઃ શરૂ કર્યો; તે છતાં પણ તેણે પોતાના અભ્યાસ પ્રતિ દુર્લક્ષ્ય કર્યું નહિ. આખો દિવસ કામ કર્યા પછી તે સામાન્ય રીતે રાત્રિનો ઘણો ભાગ વાંચનમાં ગાળતો અને આવી રીતે નિદ્રાને ભોગે પણ તેને પોતાની પ્રિય વસ્તુ પ્રાપ્ત થતી તેથી તે પોતાને પુરતો બદલો મળી રહેલો માનતો. આ પ્રકારે સાત વર્ષની મુદતમાં તેણે લૅટિન, ગ્રીક, હિબ્રુ, ખાલ્ડી, સીરીઆક, ઍરેબીક અને ફારસી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું.

પરંતુ તેનું આ અસાધારણ જ્ઞાન દુનિયાના લોકોની જાણમાં આવ્યું નહોતું. એવામાં સદ્‌ભાગ્યે એક આનંદપ્રદ અકસ્માત થયો કે જેથી તે ડીનપ્રીડૉ નામના એક પૂર્વ દેશની ભાષાના પંડિતના સમાગમમાં આવ્યો. આ પ્રીડૉ પણ નૉર્વિચમાંજ રહેતો હતો. એક દિવસ તે એક બુકસેલરની દુકાને આવ્યો અને અરબી ભાષાનાં કેટલાંક હાથનાં લખેલાં પુસ્તકો તપાસવા લાગ્યો. પછી તે પુસ્તકો પસંદ પડવાથી તેણે તેનો ભાવ પૂછ્યો. પરંતુ ચોપડી વેચનારે જે કિંમત કહી તે પ્રીડૉને ઘણી મોટી લાગી, તેથી તે પુસ્તક પડતાં મેલીને ચાલ્યો ગયો. બુકસેલરે માગેલી કિંમત આપીને એ પુસ્તકો ન લીધાં તે માટે પાછળથી પશ્ચાત્તાપ કરતો કરતો કેટલેક દિવસે તે પાછો ત્યાં આવ્યો અને તે જેટલા પૈસા માગે તેટલા આપીને તે પુસ્તકો ખરીદ કરવાની ઇચ્છા જણાવી. પરંતુ પેલા બુકસેલરે તેને જણાવ્યું કે પુસ્તક તો એક દરજીને વેચી દેવામાં આવ્યાં છે ! આ વાત સાંભળી પ્રીડૉ આશ્ચર્ય અને શોકમાં ડૂબી ગયો. તેણે નિશ્ચયપૂર્વક માન્યું કે પેલાં પુસ્તક કાતરનેજ હવાલે

થયાં હશે અથવા થશે. હજુ પણ બચાવી શકાય તો બચાવવાં એવી આશાથી તેણે પેલા બુકસેલરને કહ્યું કે "ભાઇ, જરા કૃપા કરીને તે દરજીને બોલાવોને!" દરજીને બોલાવી મંગાવ્યો કે પ્રીડૉએ તરતજ તેને પ્રશ્ન કર્યો કે "પેલાં પુસ્તકો તમારી પાસે સહીસલામત છે કે?" "અલબત્ત" દરજીએ ઉત્તર આપ્યો. હવે પ્રીડૉનો જીવ જરા શાંત થયો. પરંતુ જ્યારે તેણે દરજી પાસેથી તે પુસ્તકો ખરીદી લેવાની ઇચ્છા જણાવી અને જ્યારે દરજીએ પોતાનાં પ્રિય પુસ્તકોથી છુટા પડવાની ના પાડી ત્યારે તો તેના આશ્ચર્યનો પારજ રહ્યો નહિ! પ્રીડૉએ પૂછ્યું "તમે પુસ્તકોનું શું કરવા ઇચ્છો છો?" વાઇલ્ડે પ્રત્યુત્તર આપ્યો કે "હું તેને વાંચવા ઇચ્છું છું." પછી તેની પરીક્ષા લેતાં પ્રીડૉને જણાયું કે દરજી મિથ્યા તડાકા મારતો નથી પણ સત્ય વાત કહે છે. દરજીએ તરતજ પેલાં હસ્તલિખિત પુસ્તકો મંગાવ્યાં અને તેની સમક્ષજ તેમાંના થોડા ભાગનું ભાષાંતર કરી બતાવ્યું, ત્યાર પછી ડૉ. પ્રીડૉએ આ રંક પણ ગુણવાન અને વિદ્વાન દરજીને માટે એક નાનું ફંડ ઉઘરાવ્યું અને તેને ઓક્સફર્ડ મોકલી આપ્યો. ઓક્સફર્ડ મોકલવાનો ઉદ્દેશ તેને ત્યાંની વિશ્વવિદ્યાલયમાં દાખલ કરાવવાનો નહોતો પરંતુ તેને સારી પુસ્તકશાળાનો લાભ મળે તથા લોકોને પૂર્વની ભાષા શીખવીને દ્રવ્ય કમાવાના સારા પ્રસંગ મળે એ હતો. તે ૧૭૧૮ ની સાલમાં ઓક્સફર્ડમાં આવ્યો અને ત્યાં નિવાસ કર્યો. આ શહેરમાં તે અૅરેબીક દરજીના નામથી ઓળખાતો હતો. બે ત્રણ વર્ષ સુધી તેણે વિદ્યાર્થીઓને શીખવીને તથા બૉડલીઅન લાઇબ્રેરીમાં પૂર્વીય ભાષાનાં હસ્તલિખિત પુસ્તકોની નકલ તથા ભાષાંતર કરીને નિર્વાહ કર્યો. આ વિદ્વાન વિષે ત્યાર પછીની હકિકત કાંઇ બહાર આવી નથી. માત્ર એટલીજ વાત જાણવામાં આવી છે કે તે ઈ. સ. ૧૭૨૦ માં લંડન ગયો અને ત્યાં સુપ્રસિદ્ધ ડૉ. મીડે તેને સારો આશ્રય આપ્યો.

સર વિલીયમ જોન્સ બાલ્યાવસ્થાથીજ અસાધારણ અને અવિશ્રાંત ઉદ્યોગનો અવતાર હતો અને તેની બાલ્યદશાથીજ તેની વિદ્યાપરની પ્રીતિ પ્રસિદ્ધ થઈ હતી. તે જણાવે છે કે "હું ત્રણ કે ચાર વર્ષનો હતો ત્યારે મારી અસાધારણ બુદ્ધિવાન માતાને જે જે પ્રશ્નો પૂછતો તેનો ઉત્તર તે એટલોજ આપતી કે 'પુસ્તક વાંચ એટલે તને સમજાશે.' " આ પ્રકારે તેને પુસ્તકોનો શોખ લાગ્યો અને વય વધતાંની સાથે તે શોખ પણ વૃદ્ધિંગત થવા લાગ્યો. શાળામાં પણ તે નિત્ય પાઠને માટે નિયુક્ત કરેલાં પુસ્તકો કરતાં બહારનાં પુસ્તકો વિશેષ વાંચતો હતો. ડૉ. થૅકરે નામનો તેનો એક શિક્ષક કહેતો કે "જૉન્સ એવા પ્રવૃત્તિશાળી મગજવાળો છોકરો છે કે જો તેને એકલાને સેલીસ્બરીના મેદાનમાં નગ્નાવસ્થામાં છોડી મુકવામાં આવે તે છતાં પણ તે દ્રવ્યવાન અને કીર્તિવાન થવાનો માર્ગ શોધી કાઢશે." કેટલીક વખત તો તે આખી રાત ઉજાગરો કરીને અભ્યાસ કરતો. તે નિદ્રાને દૂર રાખવાને માટે ચા અથવા કૉફી પીતો હતો. તે નિશાળે જતો હતો. તે વખતેજ અવકાશના વખતનો ઉપયોગ કરવાને માટે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો હતો. અને ઘણી વખત તે પોતાની માતાના ઓળખીતા વકીલોને કાયદા સંબંધી પ્રશ્નો પૂછીને વિનોદ પમાડતો અને આશ્ચર્યચકિત કરતો. તેના જીવનનો મુખ્ય મંત્ર પોતાની જાતને સુધારવાને પ્રાપ્ત થયેલી એક પણ તક ગુમાવવી નહિ એ હતો. આ નિયમાનુસાર, જયારે તે ઓક્સફર્ડમાં ગ્રીક, લૅટીન અને પૂર્વીય ભાષાઓનો અભ્યાસ કરવા માટે અદ્‌ભુત પરિશ્રમ કરી રહ્યો હતો ત્યારે, વિદ્યાલયમાં રજા પડતાં તે ઘોડે બેસવું, તલવારના પટા ખેલવા અને ઇટાલીઅન, સ્પૅનીશ, પોર્ચુગીઝ તથા ફ્રેંચ ભાષાના ઉત્તમોત્તમ ગ્રંથકર્ત્તાઓનાં પુસ્તકો વાંચવાં, આદિ વિવિધ કાર્યો કરતો હતો. આ રીતે તે પોતાનાંજ એક વાક્યાનુસાર "ગ્રામ્ય જનની

દોલતથી રાજકુમારનું શિક્ષણ'' પ્રાપ્ત કરતો હતો.

તે જ્યારે કાયદાનો અભ્યાસ કરતો હતો ત્યારે અત્યંત ઉત્સાહપૂર્વક પૂર્વીય ભાષાઓનો અભ્યાસ કરવા ઉપરાંત તેણે મહાન ગ્રીક વક્તા ઈશીયસનાં ભાષણોનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું અને એક કાવ્યગ્રંથ પણ બહાર પાડયો. વળી તે આજ વખતે તે કાયદા અને ન્યાયના વિષયપર ગૂઢ લખાણો લખતો હતો. આ સર્વ કાર્યો કરવા ઉપરાંત તે અંગ છેદન શાસ્ત્ર વિષે ડૉ. વીલીઅમનાં ભાષણો સાંભળવાને અને ન્યુટનનું 'પ્રીન્સીપીયા' નામનું ગણિતશાસ્ત્રનું પુસ્તક સમજી શકાય એટલો ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરવાને અવકાશ મેળવી શકતો હતો.

હિંદમાં તે બંગાળાનાં વરિષ્ઠ ન્યાયાલયનો મુખ્ય ન્યાયાધીશ થયો હતો. પોતાનું સરકારી કાર્ય ઘણું પરિશ્રમનું હતું તોપણ તેણે સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો ઘણો ઉંડો અભ્યાસ કર્યો. તે હિંદમાં આવ્યો કે તરતજ તેણે લંડનની રૉયલ સોસાયટીના જેવી એક સોસાયટી સ્થાપિત કરી અને પોતે તેનો પ્રમુખ બન્યો. તે જીવ્યો ત્યાં સુધી આ સોસાયટીનો પ્રમુખ રહ્યો હતો. તેણે પ્રત્યેક વર્ષે આ સોસાયટીની પ્રત્યેક શાખામાં ઘણો સુધારો વધારો કર્યો અને પૂર્વીય ભાષા તથા પ્રાચીન તત્ત્વના ગ્રંથોનો મોટો સંગ્રહ એકત્રિત કરતો ગયો. હવે પોતાના અભ્યાસને માટે તેને ન્યાયાલયમાં રજા પડતી ત્યારેજ માત્ર અવકાશ મળતો હતો. ઇ. ૧૭૮૫ માં પડેલી રજા તેણે કેવી રીતે ભોગવી હતી તેની હકીકત આપણને તેના પત્રમાંથી પ્રાપ્ત થાય છે. તે આ પ્રમાણે છે. પ્રાતઃકાળમાં તે એક પત્ર લખતો, પછી બાઇબલનાં દશ પ્રકરણો વાંચતો અને ત્યાર પછી સંસ્કૃત વ્યાકરણ તથા હિંદુ કાયદાનો અભ્યાસ કરતો; મધ્યાન્હકાળે તે હિંદની ભૂગોળ તપાસતો અને સાયંકાળે રોમન ઇતિહાસ વાંચતો, પછી થોડીવાર વિનોદને માટે શેત્રંજ ખેલતો અને એરીઓસ્ટોના ગ્રંથનો થોડો ભાગ

વાંચતો. આ દેશની હવા તેને અનુકૂળ ન આવવાથી તેની પ્રકૃતિ બગડી હતી અને તેની આંખ તો એટલી નીર્બળ બની ગઇ હતી કે તેને દીપક જ્યોતિ આગળ લખવાનું બંધ કરવું પડયું હતું. તે છતાં પણ તેણે વાંચનકાર્ય તો ચાલુજ રાખ્યું હતું. અંગમાં જરા પણ શક્તિ શેષ રહી હોય ત્યાં સુધી વાંચનકાર્ય પડતું મુકવાની તેને ઇચ્છા થતી નહિ. જ્યારે તે અનારોગ્યથી અશક્ત થઇને શય્યાવશ થયો ત્યારે પણ તેણે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. જ્યારે પોતાની પ્રકૃતિના સુધારા અર્થે તેને પ્રવાસ કરવાની સલાહ આપવામાં આવી ત્યારે તેણે પ્રવાસ કરતાં કરતાં "ગ્રીસ, રોમ અને હિંદના દેવો વિષે નિબંધ" એ નામનો ગ્રંથ લખ્યો. થોડા વખત પછી તેની પ્રકૃતિ થોડી સુધરી. હવે તે પૂર્વ કરતાં વધારે ઉત્સાહ અને ખંતથી પોતાના અભ્યાસ પાછળ મંડયો અને સાથે સાથે પોતાના સરકારી હોદ્દાનું કર્તવ્ય પણ બજાવતો ગયો. કલકત્તામાં પોતાના હોદ્દાની જાળવણીને માટે તેને નિત્ય આવવું પડતું હતું અને તે પોતે તે શહેરથી પાંચ માઇલને અંતરે ગંગાતટે એક મકાનમાં રહેતો હતો. પ્રત્યેક દિવસ સાયંકાળે તે પોતાના નિવાસસ્થાને આવતો અને પ્રાતઃકાળમાં તો એટલો વ્હેલો ઉઠતો કે તે પગે ચાલીને સૂર્યોદય થયા પહેલાં કલકત્તામાં જઈ પહોંચતો. ન્યાયાલયનું કાર્ય શરૂ થતા પહેલાંનો સઘળો વખત તે જુદા જુદા અભ્યાસમાં ગાળતો. તેનો પ્રાતઃકાળમાં ઉઠવાનો નિત્ય નિયમ ત્રણથી ચારની વચમાં હતો. ન્યાયમંદિરમાં રજા પડતી ત્યારે પણ તેનો પરિશ્રમ તો ચાલુજ રહેતો. ક્રીષ્ણ નગરમાં તે રજાના દિવસો ગાળતો. આ સ્થાને સન ૧૭૮૭ માં તેણે લખ્યું હતું કે "આ ગ્રામ્ય પર્ણકુટીમાં અમને વિલાસ મળે છે. જો કે આ ત્રણ માસ રજાના કહેવાય છે, તોપણ મને અવકાશ મળતો નથી. કર્તવ્યની સાથે પ્રિય અભ્યાસનું સંઘટ્ટ સંલગ્ન હોય એવું કવચિતજ

બને છે, પરંતુ સુભાગ્યયોગે મારા સંબંધમાં તો તેમજ બન્યું છે. હું ઍરેબીક અને સંસ્કૃત ભાષા શીખીને મારા ન્યાયમંદિરના કાર્યમાં પણ સાહાય્ય કરતો જાઉં છું અને હવે મુસલમાન કે હિંદુ વકીલો ખોટા અભિપ્રાય મારા મગજમાં ઘુસાડી શકતા નથી.” અવિશ્રાંત પરિશ્રમથી તેને અત્યંત આનંદ મળતો. તે કહે છે કે “ જ્યાં સુધી હું હિંદમાં વસ્યો ત્યાં સુધી હું કદિ પણ સુખી હતો નહિ.”

સર વિલીયમ જોન્સે પોતાની ૩૩ વર્ષની વયે ઇતિહાસ, કળા-કૌશલ્ય અને વિજ્ઞાનનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધન તરિકે બાર ભાષાઓનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. આ બાર ભાષાઓ તે આ હતી. ગ્રીક, લૅટિન, ઇટાલિઅન, ફ્રેંચ, સ્પૅનિશ, પોર્ચુગીઝ, હિબ્રુ, ઍરેબિક, પર્સિયન, ટર્કીશ, જર્મન અને અંગ્રેજી. આ ભાષાઓ ઉપરાંત તેણે હિંદમાં આવીને સંસ્કૃતમાં પૂર્ણ પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું અને થોડે ઘણે અંશે હિંદી તેમજ બંગાળીનો પણ અભ્યાસ કર્યો. વળી સાથે સાથે ટિબેટન, પાલી અને પહેલવીનો અભ્યાસ કર્યો. વળી થોડે ઘણે અંશે નીચલી ભાષાઓ પણ તે શીખ્યો હતોઃ આઇનીઝ, રશિયન, રૂનિક, સિરીઆક, ઇથિઓપિક, કૉપ્ટીક, ડચ, સ્વીડીશ અને ગેલ્સ.

થોડાક સાદા નિયમોનાં ખંતપૂર્વક પાલનથીજ વિશેષે કરીને સર વિલીયમ જોન્સ આવાં મહત્કાર્યો કરવાને શક્તિવાન થયો હતો. એક તો તેનો એ નિયમ હતો કે આત્મસુધારણાની એક પણ સંધિ ગુમાવવી નહિ; બીજો નિયમ એ હતો કે અન્ય માણસે જે પ્રાપ્ત કર્યું હોય તે આપણાથી પણ પ્રાપ્ત કરી શકાય છે માટે સત્ય વા કાલ્પનિક વિઘ્નો અને મુસ્કેલીઓથી હઠવું નહિ તથા તેમાં પાર પડવાની ઇચ્છાનો ત્યાગ કરવો નહિ; વળી ત્રીજો નિયમ એ હતો કે વિજયને માટે સંપૂર્ણ વિશ્વાસ રાખવો અને એક વખત માથે લીધેલું કાર્ય અંત વિના છોડવું નહિ. તેણે જે આવું અગાધ કાર્ય કર્યું તેનું મુખ્ય કારણ એ

છે કે તે યુક્તિ પુરઃસર પોતાના સમયના વિભાગ પાડતો અને જુદાં જુદાં કામ માટે જુદો જુદો સમય ઠરાવતો, તથા જે સમયે જે કાર્ય કરવાનું હોય તે સમયે તે કાર્ય કરવામાં લેશ પણ ત્રુટિ કરતો નહિ. આથી તે પોતાનો આવો કઠિન અભ્યાસ કોઈ પણ પ્રકારની ભૂલ કે ગુંચવણ વિના કરી શક્યો હતો. વળી તે ગમે તે પ્રકારની બુદ્ધિ, ગુણ અને શિક્ષણ ધરાવનાર વ્યક્તિ પ્રત્યે, શાંત અને ગંભીર રીતે લક્ષ્ય આપી શકતો હતો. તે એમ કહેતો કે અશિક્ષિત મનુષ્યો પાસેથી અદ્ભુત અને મહત્વની માહિતી પ્રાપ્ત થઇ શકે છે. જ્યાંથી જ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ હોય ત્યાં તે દોડી જતો અને તેને સંપાદન કરી લેતો. આ પદ્ધતિથી તેણે આટલું બધું વિશાળ જ્ઞાન મેળવ્યું હતું અને એથીજ તે આટલું બધું મહત્વનું કાર્ય કરવાને શક્તિવાન થયો હતો. જો કે તે મૃત્યુવશ થયો છે તોપણ આપણાં અને આપણી ભવિષ્યની પ્રજાનાં હિતને માટે તે ઘણાં સાધન મુકી ગયો છે. વાસ્તવમાં અલ્પ જીવનમાં દીર્ઘજીવી થવું–મૃત્યુ પામવા છતાં અસંખ્ય યુગો સુધી અમર થવું તે આનુંજ નામ !

## સાહિત્યપ્રિય ગ્રંથ પ્રકાશકો અને બુકસેલરો.

સાહિત્યના શોખીન બુકસેલરો અને પબ્લીશરો અનેક થઇ ગયા છે. તેમાંના કેટલાક તો મહા સમર્થ વિદ્વાનો થઇ ગયા છે. એમાં સૌથી વિશેષ સુપ્રસિદ્ધ આલ્ડસ, મીન્યુશીઅસ છે. ઇટાલિના પ્રથમના છાપનારાઓમાં એની ગણના છે. સાહિત્ય અને સભ્યતાને એણે જે સાહાય્ય કરી છે તે અવર્ણનીય છે. મીન્યુશીઅસે વિદ્યાલયમાં ઉચ્ચ કોટિનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું અને તેણે પોતાના આયુષ્યનો પ્રથમ ભાગ સાહિત્યની સેવામાં ગાળ્યો હતો. વળી તે તે સમયના સૌથી મહાન પંડિતોના સંબંધમાં પણ આવ્યો હતો. જ્યારે તેણે પ્રથમ વેનીસમાં છાપખાનું કાઢ્યું, ત્યારે તેની ઉમ્મર ૪૦ વર્ષની હતી.

ત્યાર પછી ૭ વર્ષને અંતરે તેના છાપખાનામાં પ્રથમ પુસ્તક પ્રસિદ્ધ થયું. તે ૬૬ વર્ષની વયે મૃત્યુ પામ્યો. આથી ગ્રંથપ્રકાશક તરિકે તેણે માત્ર ૨૦ વર્ષ સુધીજ પરિશ્રમ કર્યો હતો. આ વીશ વર્ષના અવકાશમાં પણ કેટલીક મુસ્કેલીઓથી તેના કાર્યમાં ભંગ પડયો હતો, કારણ કે એક તો તે રંક હતો અને તે સમયમાં ઈટાલી દેશમાં અશાંતિ અને અવ્યવસ્થા પ્રસરી રહી હતી. દેશની માંહોમાંહેની લડાઇને લીધે તેને એક વખત તો વેનીસ છોડીને નાશી જવું પડયું હતું અને એક વર્ષ કરતાં લાંબા સમય સુધી બહાર રહેવું પડયું હતું. તેની ગેરહાજરીમાં તેની માલમિલ્કત લૂંટી લેવામાં આવી હતી. એટલુંજ નહિ, પરંતુ જ્યારે તે મિલાન શહેરથી બહાર નીકળીને જતો હતો ત્યારે તેને ગુપ્તચર સમજીને પકડવામાં આવ્યો હતો અને કેદ કરવામાં આવ્યો હતો. આ વિપત્તિમાંથી તે મિલાનની સેનેટના વાઇસ ચૅન્સેલરની કૃપાથી મુક્ત થવા પામ્યો હતો, આ વાઇસ ચૅન્સેલર તેનો મિત્ર હતો. તેની આ સર્વ મુસ્કેલીઓ આપણે લક્ષમાં લઇએ છીએ ત્યારે તેણે જે મહત્ કાર્ય બજાવ્યું છે તેથી આપણે આશ્ચર્ય પામ્યા વિના રહી શકતા નથી. આ વીશ વર્ષના સમયમાં પણ થોડે ઘણે અંશે સ્ખલન થયા છતાં અને દારિદ્રને લીધે તેનો સાહસિક સ્વભાવ કેટલીક વખત દબાઇ ગયા છતાં તેણે તે વખતમાં પ્રસિદ્ધિ પામેલા સર્વ ગ્રીક અને રોમન ગ્રંથકર્તાઓનાં પુસ્તકો જગતને આપ્યાં છે. આ કાર્ય કરવામાં તેને કેટલી મુસ્કેલી નડી હશે તેનો તો વિચાર કરો ! હસ્તલિખિત પુસ્તકોમાંથી નકલ કરવાનું કાર્ય કાંઈ લાડુ જમવાનું નથી તેમ કરવામાં અગાધ પાંડિત્ય, સદસદ્વિવેક, બુદ્ધિ, ધૈર્ય અને શોધન શક્તિ જોઇએ છે. તેણે જેટલાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં તે સર્વ તેણે જાતેજ મેળવીને શુદ્ધ કરીને છપાવ્યાં હતાં. ગ્રીક અને રોમન ભાષાનાં પુસ્તકોની સુધારણા કરવામાં હાલ વિદ્વાનોને જે

મુશ્કેલીઓનું સ્વપ્ન પણ આવતું નથી તે મુશ્કેલીઓની સામે થઇને તેણે જીત મેળવી હતી. આવા કઠિન પ્રસંગે તેણે થોડાં વર્ષોમાં રોમન અને ગ્રીક ભાષાના ઘણાક ઉત્તમ ગ્રંથકારોનાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં એ કાંઈ થોડી વાત નથી! જો મીન્યુશીઅસે આગળ આવીને જીર્ણ થયેલા ગ્રંથોને શોધી, છપાવીને તેનો ઉદ્ધાર કર્યો ન હોત તો જગતના લોકોના હાથમાં તેમાંના કેટલા ગ્રંથો આવી શક્યા હોત તે કહી શકાતું નથી. યુરોપની પ્રચલિત સભ્યતાનો મુખ્ય આધાર રોમન અને ગ્રીક સાહિત્યના ઉપરજ છે. અને જો મીન્યુશીઅસે આ ગ્રંથો પ્રકટ ક્ર્યાં ન હોત તો તેથી ત્યાંની આધુનિક સભ્યતાને કેટલો ધોકો પહોંચ્યો હોત તે વિચારમાં આવે એવું નથી. એતો નક્કીજ છે કે યુરોપના લોકો પોતાના સુધારાને માટે મીન્યુશીઅસના ઘણા આભાર તળે દબાયેલા છે, કારણ કે જો તે આ ગ્રંથોની વ્હારે ધાયો ન હોત તો પ્રાચીન કાળના ઘણા કવિઓ, વક્તાઓ, ઇતિહાસવેત્તાઓ, અને તત્ત્વવેત્તાઓનાં ઉદ્ધાર કાર્યો જગતની જાણમાં આવત નહિ.

તે છતાં પણ મીન્યુશીઅસે આ વીશ વર્ષના અવકાશમાં માત્ર આ પુસ્તકો પ્રસિદ્ધ કરવાનોજ વ્યવસાય કર્યો નહોતો. પ્રાચીન વિદ્વાનોના ગ્રંથો પ્રકટ કરવા ઉપરાંત તે પોતાનાં પુસ્તકો રચવાનો સમય પણ આજ અવકાશમાં મેળવી શક્યો હતો. તેનાં પોતાનાં લખેલાં પુસ્તકો પણ સામાન્ય નથી. તેમાંનાં કેટલાંક તો મહા વિદ્વત્તાથી પરિપૂર્ણ અને મહત્વનાં છે. તેણે ગ્રીક અને લૅટીન ભાષાનાં વ્યાકરણ રચીને પ્રસિદ્ધ કર્યાં તથા તે ઉભય ભાષાના કોષો પણ બહાર પાડયા. આ કોશની રચના તો તે વખતમાં પહેલવહેલીજ ગણી શકાય. વળી તેણે પોતાના ઘરમાં એક સાહિત્યસમાજની સ્થાપના કરી અને તેનું નામ 'આલ્ડાઇન ઍકેડેમી' રાખ્યું. આ સમાજ પાછળથી ઘણી પ્રસિદ્ધ થઈ. એ સમાજના સભાસદો સુપ્રસિદ્ધ ઈરેઝમસ,

કાર્ડિનલબેમ્બો, અને બીજા કેટલાક નામાંકિત પુરુષો પણ હતા. જ્યારે તે વેનીસમાં રહેવા ગયો અને જ્યારે તે ત્યાં છાપખાનું કાઢવાની તૈયારી કરતો હતો ત્યારે પ્રારંભમાં તેણે ગ્રીક અને રોમન સાહિત્ય વિષે ભાષણો પણ આપ્યાં હતાં.

આલ્ડસ મીન્યુશીયસ ૧૫૧૫ માં મૃત્યુ પામ્યો; તેને પોલ નામનો એક પુત્ર હતો. એણે પણ પોતાના પિતાની પેઠે ગ્રંથ પ્રસિદ્ધકર્ત્તા અને વિદ્વાન તરિકે નામ કાઢયું હતું. તેના છાપખાનામાંથી જે પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં તેનાપર તેણે પોતે વિદ્વત્તાભરેલી ટીકા લખીને પ્રસિદ્ધ કરી. ૧૫૫૮ માં જ્યારે ‘ વેનીશીયન ઍકેડેમી ’ નામની સમાજની સ્થાપના થઈ ત્યારે પોલને વક્તૃતાના અધ્યાપક અને છાપખાનાનો વ્યવસ્થાપક તરિકે નીમવામાં આવ્યો. પરંતુ તે સમાજનું અસ્તિત્વ માત્ર ત્રણ વર્ષ પર્યંત રહ્યું. ત્યાર પછી તેને રોમમાં જઈ ત્યાં એક છાપખાનું કાઢવાની ત્યાંના પોપ તરફથી ભલામણ કરવામાં આવી. આથી તે રોમ ગયો અને ત્યાં એક પ્રેસ કાઢયું. વેનીસમાં પણ તેનું છાપખાનું ચાલુજ હતું, તોપણ તેના જીવનનાં છેલ્લાં વર્ષો તેણે રોમમાં પૂરાં કર્યાં હતાં. ત્યાં તે ૧૫૭૪ માં મૃત્યુ પામ્યો. તેને એક પુત્ર હતો. એને સાધારણ રીતે કનિષ્ઠ આલ્ડસને નામે ઓળખવામાં આવતો હતો. એની કારકીર્દિમાં છાપખાનાની આંટ છેક નિર્મૂળ થઈ ગઈ. તે ૧૫૯૭ માં મરણ પામ્યો. તેણે જે દેવું કર્યું હતું તે પતવવાને તેના બાપે અને દાદાએ જે કીંમતી પુસ્તકોનો સંગ્રહ કર્યો હતો તે તેના મરણ પછી તરતજ વેચી દેવામાં આવ્યાં.

આલ્ડસ અને પોલના વખતમાં ફ્રાન્સમાં સ્ટીવન્સ નામના છાપનારાઓ હતા. આ છાપનારાઓ ૧૫૦ વર્ષ સુધી પ્રસિદ્ધિમાં રહ્યા, અને તેમાંના બાર તેર જણ વિદ્વત્તાને માટે સુપ્રખ્યાત થઇ ગયા. પરંતુ તેમાંના બે સૌના મુકુટમણિ થયા. એમનાં નામ રૉબર્ટ અને હેન્રી છે.

રૉબર્ટ પૅરીસમાં ૧૫૦૩ માં જન્મ્યો હતો. અને તેણે તે નગરમાં લગભગ ૧૫૨૬ ની સાલમાં પોતાને જોખમે છાપવાનું કામ શરૂ કર્યું. આ કાર્યનો પ્રારંભ કર્યા પૂર્વે તેણે પોતાના સસરા સાઇમિન ડીકૉલીન્સના છાપખાનામાં મુખ્ય વ્યવસ્થાપક તરિકે કાર્ય કર્યું હતું. અને ખ્રિસ્તી ધર્મની નવસંહિતા છાપવાના કાર્યપર દેખરેખ રાખી હતી. આ પુસ્તકની પ્રસિદ્ધિ થતાં રૉમન કૅથોલીક પંથના ધર્મગુરુઓ એ પ્રોટેસ્ટંટ મતનો છે, એવા વ્હેમથી તેના ઉપર ગુસ્સે થયા. થોડા વખત પછી તે ધર્મગુરુઓનો સંશય ખરો પડ્યો. કારણકે રૉબર્ટે ખુલ્લી રીતે રૉમન કૅથોલીક પંથનો પરિત્યાગ કરી પ્રોટેસ્ટંટ પંથ ગ્રહણ કર્યો. તે એક ઉત્તમોત્તમ છાપનાર હતો. એટલુંજ નહિ પરંતુ તે વખતના સૌથી મહાન પંડિતોની હારનો તે ગણાતો હતો. તેણે લૅટિન ભાષાનો જે 'થૅસોરસ' (કોષ) બહાર પાડ્યો છે તે પરથી તે કેવો મહા વિદ્વાન હતો તે સિદ્ધ થાય છે. તેના છાપખાનામાંથી જે જે ગ્રંથો બહાર પડ્યા છે તે સર્વે તેની અલૌકિક સુંદરતા અને નિર્દોષતાને માટે પ્રસિદ્ધ છે. છાપવામાં એક પણ દોષ ન રહે તેટલા માટે તે પોતાનાં પ્રુફો સાર્વજનિક તપાસને માટે ખુલ્લાં મુકતો અને પ્રત્યેક ભૂલ શોધી આપનારને ઇનામ આપતો.

તે વખતમાં ધર્મસહિષ્ણુતા પ્રચલિત નહોતી, તેથી તેના જીવનના મોટા ભાગમાં ધર્માંધો અને રૉમન કૅથોલીક ધર્માચાર્યો તરફથી તેને વારંવાર કષ્ટ સહન કરવાં પડ્યાં હતાં. આવા લોકોના પંજામાંથી રાજા પોતે પણ તેનો કવચિતજ મહા મુશ્કેલીથી બચાવ કરી શકતો. રાજા પહેલો ફ્રાન્સીસ રૉબર્ટનો આશ્રયદાતા હતો તોપણ તેને ધર્માંધ લોકો તરફથી કાંઈ થોડું કષ્ટ સહન કરવું પડ્યું નહોતું. જ્યારે પહેલો ફ્રાન્સીસ મરણ પામ્યો ત્યારે તે સ્ટીવનને લાગ્યું કે આજ સુધી પૅરીસમાં જે થોડું ઘણું રક્ષણ મળતું હતું તે પણ હવે ગયું

તેથી તે જીનીવા ચાલ્યો ગયો. આ શહેરમાં તે કેટલાંક વર્ષ રહ્યો અને ત્યાં છાપવાનું કામ ચલાવ્યું. તે આજ શહેરમાં ૧૫૫૯ માં ૫૬ વર્ષની વયે મરણ પામ્યો. આ માણસની વિદ્વત્તાનાં ઘણાં વખાણ થાય છે. અને સુપ્રસિદ્ધ ડૉ. ડીબ્ડીન તો જણાવે છે કે ખ્રિસ્તી ધર્મના મહાન્ ધર્માચાર્યો કરતાં પણ રોબર્ટે તેની વધારે સેવા બજાવી છે અને પહેલા ફ્રાન્સીસે જે પરાક્રમો કર્યાં છે તેથી તેની કારકીર્દિ જેટલી પ્રખ્યાતિ પામી છે તેના કરતાં તે રોબર્ટનાં પુસ્તકોથી વિશેષ પ્રસિદ્ધિને પ્રાપ્ત થઇ છે.

રૉબર્ટનો વડો પુત્ર હેન્રી પણ મહાન પંડિત થયો અને તેણે તો પોતાનું જીવન માત્ર પુસ્તક લખવામાં ગાળ્યું હોત તો તે તેના ઉદ્યોગ, ખંત અને કલ્પનાશક્તિના પ્રમાણમાં દુનિયાને માટે વિશેષ અદ્દભુત અને ઉપકારક કર્મ કરી ગયો હોત. પરંતુ તેનો ઘણો સમય કંટાળા ભરેલા વ્યવસાયમાં અને દારિદ્ર અને કષ્ટમાં ગયો હતો. અરે, તેને માત્ર રોટલાનો ટુકડો મેળવવાને પણ રખડવું પડતું હતું. તેનો જન્મ ૧૫૨૮ માં થયો હતો. તેને સારી કેળવણી મળી હતી અને તે ઇટાલિ, ઇગ્લાંડ તથા નેધર્લેંડ્ઝમાં પ્રવાસ કર્યા પછી પોતાના પિતાની સાથે પૅરિસ છોડીને જીનિવા ગયો હતો. તે છતાં પણ તે શીઘ્ર પૅરિસમાં આવ્યો અને જો કે તે પણ તેના પિતાની પેઠે પ્રોટેસ્ટંટ પંથનો છે એ વાત સુપ્રસિદ્ધ હતી તોપણ તેણે યુક્તિથી ૧૫૫૭ ની સાલમાં છાપવાનો ધંધો કરવાની પરવાનગી મેળવી. હવે તે પોતાના છાપખાનામાંથી ઉત્તમ લેખકોનાં પુસ્તકો તથા અન્ય પુસ્તકો વારંવાર પ્રકટ કરવા લાગ્યો. આ પુસ્તકો ઘણી સંભાળપૂર્વક અને શુદ્ધ છાપવામાં આવતાં, તેમજ તે આ પુસ્તકોમાં પોતાનીજ કલમથી લખેલી વિદ્વત્તા ભરેલી ટીકાઓ પણ દાખલ કરતો હતો, હાલના વિદ્વાનો પણ આ ટીકાઓની ખુલ્લે મ્હોંએ સ્તુતિ કરે છે. પરંતુ તેણે અત્યંત પરિશ્રમ અને ખંતથી જે પુસ્તક પ્રસિદ્ધ કર્યું. તે ગ્રીક ભાષાનો 'થૅસોરસ'

( કોશ ) હતો. બાર વર્ષ સુધી ખાસ મહેનત લઇને તેણે આ અદ્‌ભુત પુસ્તકની રચના કરી હતી. તે સમયના સર્વ વિદ્વાનો કરતાં ગ્રીકભાષાનું તેનું જ્ઞાન ઉત્તમ હતું, તે છતાં પણ તેણે આ જે સાહસ માથે ઉઠાવ્યું હતું તેથી તે દુર્ભાગી ગ્રંથકારનું સર્વ દ્રવ્ય ખુટી ગયું. આ પુસ્તક અતિ મહત્વનું અને ભારે કિંમતનું હતું તેથી તેનું વેચાણ મંદ હતું. જો આ પુસ્તકનું વેચાણ વિશેષ થયું હોત તો તેની સ્થિતિ સુધરી શકી હોત, પરંતુ તેમ બનવું અશક્ય હતું. વળી આજ પુસ્તક સંક્ષિપ્તાકારમાં તેનાજ કાર્યાલયમાં નોકરી કરતા એક માણસે બહાર પાડી દીધું, તેથી તેની આશાને ઘણો ધક્કો પહોંચ્યો.

આ દુર્ભાગ્ય પછી પણ થોડાં વર્ષો સુધી હેન્રીએ ખંતથી છાપનાર અને લેખક તરિકેનું પોતાનું કાર્ય સતત ચાલુ રાખ્યું. ફ્રાન્સના રાજા ત્રીજા હેન્રીનાં વચનથી ઉત્સાહિત થઇને તે બિચારાએ પોતાનું કાર્ય નિભાવી રાખ્યું હતું, પરંતુ ‘ દાતાથી સુમ ભલો કે જલદી ના કહે ’ એ કહેવતનો તેને પૂરો અનુભવ થયો અને આખરે તે નિરાશ થઈ પૅરિસ છોડીને ચાલ્યો ગયો. અધુરામાં પૂરૂં તેની પત્ની પણ મરણ પામી હતી, એટલે હવે પૅરિસમાં રહેવાને તેને કોઈ પણ પ્રકારની લાલચ નહોતી. પોતાનું ગયેલું દ્રવ્ય ફરી પ્રાપ્ત કરવાનાં સાધન મેળવવાની આશામાં ને આશામાં તે ઘણાં વર્ષો સુધી આ શહેરથી પેલે શહેર એમ રખડયો, પણ કોઇ પણ સ્થળે તેની આશા તૃપ્ત થઇ નહિ. તે ઓર્લીયન્સ ગયો, ત્યાંથી પાછો પૅરિસ આવ્યો, અને ત્યાંથી જર્મની, સ્વિટ્ઝર્લૅાંડ તથા હંગરીમાં ગયો. આખરે લ્યૉન્સમાં તે બિમાર પડયો અને ત્યાંના એક ભિક્ષાગૃહમાં ૧૫૯૮ ની સાલમાં ૭૦ વર્ષની વયે મૃત્યુ પામ્યો.

આ મહાન વિદ્વાનનું દ્રષ્ટાંત વારંવાર સાહિત્યોપાસકોનું દુર્ભાગ્ય સિદ્ધ કરવાને માટે આપવામાં આવે છે. પરંતુ આપણે એ જીવન

ચરિત્રમાંથી આવો બોધ ગ્રહણ કરવાનો નથી. એનું કુળ વિદ્વત્તાના પ્રતાપેજ પ્રસિદ્ધિમાં અને ઉન્નતિમાં આવ્યું હતું. યૂરોપમાં અને સમસ્ત જગતમાં એમના ધંધાને શિખરે એઓ વિરાજતા હતા. તેનું કારણ એમના પાંડિત્ય શિવાય બીજું શું હતું ? હેન્રી પોતે પણ ઘણાં વર્ષો સુધી શ્રીમંતાઇ અને આબરૂદાર સ્થિતિમાં રહ્યો હતો. તેનું કારણ પણ તેની વિદ્વત્તાજ હતી. વળી તેને જે દારિદ્ર પ્રાપ્ત થયું હતું તેની અર્ધ જવાબદારી તેના અપ્રમાણિક નોકરને શિર હતી. અને અર્ધ જવાબદારી તેના પોતાના વિચાર વગરના સાહસપર હતી. જે પુસ્તક-પ્રકાશકોનો ઉદ્દેશ કેવળ દ્રવ્યપ્રાપ્તિનોજ હોય છે. તેઓ આવાં સાહસોમાં કદિ પણ ઝંપલાવે નહિ. અને પાંડિત્યના અનેક લાભોમાં એક ગેરલાભ હોય તોપણ શું થયું ? ભાવી પ્રજાને જેથી ફાયદો થતો હોય અને જેથી પોતાની સુકીર્તિ વધતી હોય તેવા કાર્યમાં કદાચ આર્થિક લાભ ઓછો મળે કિંવા લેશ પણ ન મળે તો તેથી શું થયું ?

વિલીયમ હટન એક અંગ્રેજ બુકસેલર હતો. અને તે પણ સમર્થ પંડિત હતો. ડર્બી નગરમાં ૧૭૨૩ ની સાલમાં તેનો જન્મ થયો હતો. તેનો પિતા એક સાધારણ મજુર હતો અને તેનું કુટુંબ અતિ વિશાળ હતું તેથી સ્વાભાવિક રીતેજ તેના ઘરમાં મૂર્તિમંત દારિદ્રનો નિવાસ હતો ! અનેક વખત બાળકોને આખો દિવસ ભૂખ્યા રહેવું પડતું અને ઘણી વખત તેમની માતા ખોરાક લાવીને તેમને વ્હેંચી આપતી અને તે બિચારી પોતે તો ભૂખીજ રહેતી ! વિલીયમ જ્યારે પાંચ વર્ષનો હતો ત્યારે તેને શાળામાં મોકલવામાં આવ્યો, પરંતુ સાત વર્ષનો થયો ત્યારે તેને ત્યાંથી ઉઠાડી લઇને એક રેશમના કારખાનામાં મજુરી કરવા મોકલવામાં આવ્યો. સાત વર્ષ સુધી તેને રોજ સવારમાં પાંચ વાગે ઉઠવું પડતું. અધુરામાં પુરૂં, તેને કાંઈ માર પણ થોડો નહોતો પડતો.

ચૌદ વર્ષની વયે તેને તેના કાકાને ત્યાં નોકરીએ મુકવામાં

આવ્યો. તેનો આ કાકો નોટિંગહામમાં મોજાં બનાવવાનું કામ કરતો હતો. તેને ત્યાં સાત વર્ષની પાકી બંધણીથી વિલીયમને કામે મૂક્યો. જ્યારે તે ૧૭ વર્ષની વયનો થયો ત્યારે તેના કાકાએ તેને નિર્દયતાથી સખ્ત માર માર્યો તેથી તે દુકાન છોડીને નાશી ગયો, પરંતુ તેને પાછો પકડી લાવવામાં આવ્યો.

૧૭૪૪ માં તેની મુદ્દત પુરી થઇ, પરંતુ હજીયે તે તેના કાકાની સાથે શહેરે શહેર અને ગામેગામ રખડીને મોજાં વેચતો હતો. ૧૭૪૬ ની સાલમાં ૨૩ વર્ષની ઉમ્મરે તેને પુસ્તકોનો નાદ લાગ્યો. તેણે પ્રથમ "જેન્ટલ્ મેન્સ મૅગેઝીન"નાં ત્રણ વોલ્યુમો ખરીદ્યાં. તે બહુ ગરીબ હતો એટલે માત્ર જુનાં અને ફાટયાં તુટયાંજ પુસ્તકો તે ખરીદી શકતો. આ પુસ્તકોને વધારે સુંદર દેખાતાં કરવાને માટે તે એક 'બુકબાઇન્ડર' નું કાર્ય તપાસવા લાગ્યો અને થોડા વખતમાં તે કામમાં તે માહિત થયો. તેણે પેલા બુકબાઇન્ડર પાસેથી કેટલાંક જૂનાં ઓજારો ખરીદ્યાં અને એક જુનું પ્રેસ ખરીદ્યું. આ પ્રેસને વિલીયમે એવું સુધારી દીધું કે તે વતી ઘણું સારૂં કાર્ય થવા લાગ્યું. ત્યાર પછી તે કાવ્ય રચવા મંડ્યો. તેને જીવન પર્યંત કાવ્યનો નાદ રહ્યો હતો.

આખરે પોતાના આ ધંધામાં ઘણી મહેનત કરતાં પણ થોડો લાભ ન મળતો તેથી તે બુકસેલર થવાનો નિશ્ચય કરી નૉટિંગહામથી ૧૪ માઇલના અંતરપર આવેલાં એક સાઉથવેલ નામના કસ્બામાં ગયો અને પુસ્તકની એક નાની દુકાન ખોલી. તેનાં સઘળાં પુસ્તકો માત્ર દશ રૂપીઆની કિમ્મતનાં હતાં અને પોતાની દુકાનમાં તેણે રાચ-રચીલું પોતાની જાતેજ ગોઠવ્યું હતું. તે નૉટિંગહામથી પ્રત્યેક શની-વારે સવારમાં પાંચ વાગે પુસ્તકનું પોટલું માથે મુકીને નીકળતો. તે સાઉથવેલમાં આવી દશ વાગે દુકાન ઉઘાડતો અને ત્યાં માત્ર એકાદ પાઉંના ટુકડાપર આખો દિવસ ખેંચી કાઢતો. તે માત્ર શનિવારેજ

પોતાની દુકાન ઉઘાડતો હતો. તે દિવસે તેને ત્રણેક રૂપીઆનો વકરો થતો. ત્યાંથી સાંજના ચારેક વાગે નીકળી નૉટિંગહામમાં રાતના નવ વાગે ઠેકાણે પડતો.

બીજે વર્ષે તેને ઘણી જુની ચોપડીઓ સસ્તે ભાવે મળી તેથી તેણે સાઉથવેલની પોતાની દુકાન બંધ કરવાનો અને બર્મિંગહામમાં દુકાન ખોલવાનો નિશ્ચય કર્યો. સુભાગ્ય યોગે તેને આ શહેરમાં સારી કમાણી થવા લાગી. તેનો ખર્ચ ઘણો ટુંકો હતો એટલે કે એક અઠવાડીઆમાં અઢી રૂપિયાથી વિશેષ ખર્ચ તે રાખતો નહોતો. આથી એક વર્ષને અંતે તેણે ચોખ્ખા ૩૦૦ રૂપિઆ પેદા કર્યા.

હવે તેણે પોતાનો વ્યાપાર વધારવા માંડયો અને થોડા વખતમાં તો તે ત્યાંનો એક સુપ્રસિદ્ધ બુકસેલર ગણાવા લાગ્યો. પોતાના કાકાની દુકાનેથી નાશી ગયો હતો ત્યારે તેણે પહેલવહેલું બર્મિંગહામ જોયું હતું. પરંતુ ત્યારે તો તે એક ઘરબાર વિનાનો રખડતો ભિખારી હતો. પરંતુ ઇશ્વિરની લીલા ગહન છે! કેટલાંક વર્ષ વીત્યા પછી તેજ શહેરમાં તેણે અઢળક દ્રવ્ય મેળવ્યું અને ત્યાંના સર્વથા આબરૂદાર શહેરીઓમાંનો એક સંભાવિત શહેરી ગણાવા લાગ્યો.

તેનો ભાવિ વિજય માત્ર પ્રમાણિકતા તથા નિયમિત અને ખંતીલા ઉદ્યોગનુંજ પરિણામ હતું. બર્મિંગહામમાં ચાર કે પાંચ વર્ષ વ્યાપાર કરી, દ્રવ્યની એક સારી રકમ એકઠી કરી, તેણે એક સ્ત્રીની સાથે લગ્ન કર્યું. આ સ્ત્રી પુરુષનું જોડું ૪૦ વર્ષ પર્યંત સાથે રહ્યું અને તેમની વચ્ચે ગાઢ સ્નેહ રહ્યો. વિલીયમ જે જે કાર્યો કરતો તે તે સર્વે ખંત અને પરિશ્રમપૂર્વક કરતો. પોતાને માટે બંધાતા એક મકાનના મજુરોપર દેખરેખ રાખતી વખતનો હેવાલ જણાવતાં તે કહે છે કે "હું પ્રત્યેક દિવસ સવારે ચાર વાગે ઉઠતો, મજુરોને કામે લગાડતો, તેમનાપર દેખરેખ રાખતો અને આખો દિવસ તેમની સાથે કામ પણ

કરતો. અરે, કોઈ કોઇ વખત તો હલકાંમાં હલકાં અને અતિ પરિશ્રમ ભરેલાં કામ કરવાને પણ હું ચૂકતો નહિ.” બુકસેલર તરિકે ૨૫ વર્ષ સુધી વ્યાપાર ચલાવ્યા પછીની આ વાત છે. થોડો વખત તેણે ખેતીનો ધંધો પણ કર્યો હતો. આ વખતે દર અઠવાડીએ તે ત્રણ કે ચાર વાર પોતાના ખેતરમાં જતો. આ ખેતર બર્મિંગહામથી ચાર પાંચ માઇલિને અંતરે આવેલું હતું તોપણ તે ત્યાં પગે ચાલીને જતો. તે સવારમાં એટલો વ્હેલો ઉઠતો કે ચાર પાંચ માઇલિનો પ્રવાસ કરીને તે પાંચ વાગે પોતાના ખેતરમાં આવી પહોંચતો, અને ત્યાં જે કાંઈ કામ કરવાનું હોય તે કરીને દશ વાગે તો પાછો બર્મિંગહામ પહોંચી જતો. આ કાર્ય કરવા પહેલાં તે સરકારી નોકરીમાં પણ દાખલ થયો હતો અને ત્યાં પણ તેણે પોતાની કાર્યદક્ષતા બતાવી આપી હતી.

આ સર્વ ભિન્ન ભિન્ન કાર્યો કરવા કરતાં મી. વિલીયમ હટને ગ્રંથકર્ત્તા તરિકે બહાર પડવાનો વિચાર કર્યો, અને સાહિત્યનાં અનેક ઉત્તમ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં. આ પુસ્તકો એવાં ઉત્તમ છે કે અસ્ખલિત અવકાશ ભોગવનાર મનુષ્યજ સતત અભ્યાસ દ્વારા તેમને રચી શકે. જો એક મનુષ્યનું અમુક કાર્યપર ચિત્ત હોય તો ગમે તેવા સંયોગોમાં પણ તે તે કાર્ય કરી શકે છે, એ વાત આ પરથી સિદ્ધ થાય છે. જે કાર્યપર મનુષ્યને પ્રીતિ હોય તે કાર્ય અન્ય કામોનું ગમે તેવું દબાણ હોય તોપણ તે કરી શકે છે. અન્ય કાર્યોમાંથી જે પળ મળે તેને પોતાના પ્રિય કાર્યમાં યોજવાને માટે મનુષ્ય વિશેષ તત્પર રહે છે અને એટલા માટે તે થોડી હોય છે, ત્યારે તે વિશેષ કીમતી હોય છે. આવી કીમતી પળોને મનુષ્ય કરકસરથી અને સત્યનિષ્ઠાથી વાપરે છે. ઉદ્યોગીમાં ઉદ્યોગી મનુષ્યને આવી પળો મળે છેજ, પરંતુ કોઈ ઉચ્ચ લક્ષ્યની પ્રાપ્તિમાં સમયના આવા નવીન અંશોને યોજી દેવામાં ન આવે તો તેનો વ્યર્થ વ્યય થઇ જાય છે.

વિલીયમ હટન બર્મિંગહામમાં રહેવા લાગ્યો ત્યારથીજ તેણે પ્રસંગોપાત માસિકાદિમાં કાવ્યો મોકલવા માંડયાં હતાં, પરંતુ ઈ. સ. ૧૭૮૦ માં તેણે પ્રથમ પુસ્તક લખવાનું કાર્ય માથે લીધું. આ પુસ્તક તેનું સુપ્રખ્યાત 'હિસ્ટરી ઓફ બર્મિંગહામ' હતું. તે જણાવે છે કે "આ પુસ્તક લખવામાં મને નવ માસ લાગ્યા હતા. વળી મારામાં એ કાર્ય કરવાની શક્તિ છે એ વિષે મને શંકા હોવાથી એ પુસ્તક મેં બ્હીતાં બ્હીતાં લખ્યું હતું. આ પુસ્તક લખવાને માટે તેને ઘણુંજ થોડું દ્રવ્ય મળ્યું હતું. પ્રસિદ્ધકર્ત્તાએ માત્ર તેને રૂ. ૬૦૦) આપ્યા હતા, અને ભેટ તરિકે તે પુસ્તકની ૭૫ નકલો આપી હતી. પરંતુ બીજી રીતે તેને પુરતો બદલો મળ્યો હતો. આ કાર્ય કરવામાં તેને જે રસ પડતો હતો તે અવર્ણનીય હતો."

ઉપર જણાવેલું પુસ્તક ૧૭૮૨ માં પ્રસિદ્ધ થયું. આ પુસ્તક પ્રસિદ્ધ થતાંની સાથેજ હટનને એકદમ એડીનબરોની 'એન્ટીકવેરીઅન સોસાયટી' ના સભ્ય તરિકે નીમવામાં આવ્યો. બીજેજ વર્ષે તે પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પડી અને હાલ પણ એ પુસ્તક એ કોટિનાં પુસ્તકોમાં અગ્રસ્થાન ભોગવે છે. હટનની ૬૦ વર્ષની વયે એ ગ્રંથ બહાર પડયો હતો; તોપણ ત્યાર પછી તે બીજાં અનેક પુસ્તકો રચીને બહાર પાડવાને સમર્થ થયો હતો.

આ લોકોત્તર પુરુષ ૧૮૧૫ ની સાલમાં મૃત્યુ પામ્યો. મરણ સમયે એની ઉમ્મર ૯૨ વર્ષની હતી. એણે પોતાની ૭૫ વર્ષની વયે માત્ર બે માસ જેટલા અલ્પ સમયમાં આત્મજીવન–ચરિત્ર લખ્યું. આ પુસ્તક ઘણું રસિક છે. હટને સાહિત્યના ક્ષેત્રમાં જે કાર્ય કર્યું છે તે આપણું વિશેષ ધ્યાન એટલા માટે આકર્ષિત કરે છે કે તેણે જે કાર્ય કર્યું છે તે શાંત જીવનમાં કર્યું નથી; પરંતુ અનેક ઉપાધિઓની વચમાં કર્યું છે અને તેણે જે વિદ્યાભ્યાસ કર્યો હતો તે સ્વપરિશ્રમનેજ

આભારી હતો. તેને શાળામાં કાંઈ મહત્વનું શિક્ષણ મળ્યું નહોતું, માત્ર પોતાની સાહિત્યપ્રિયતાને લીધેજ તેણે આત્મસુધારણા કરી હતી અને ભાષાજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. વળી તેના જીવનપરથી બીજો બોધ એ પણ મળે છે કે મનુષ્યે પોતાનું તારુણ્ય અન્ય વિષયોમાં ગાળ્યું હોય તોપણ વાર્ધકયમાં તે પોતાની વિદ્યાવિષયક ન્યૂનતા થોડે ઘણે અંશે પણ પૂરી શકે છે. હટનના પોતાનાજ જણાવ્યા પ્રમાણે તેની ૨૩ વર્ષની વય થઈ ત્યાં સુધી તેને પુસ્તકનો ગંધ સરખો પણ નહોતો. તોપણ ત્યાર પછી વિદ્યાભ્યાસ શરૂ કરીને પાછળથી તે કેવો સારો ગ્રંથકર્ત્તા નીવડી શક્યો તે આપણે જોઈ ગયા છીએ. જે વયે અન્ય ગ્રંથકર્ત્તાઓ પોતાની કલમ મૂકી દે તે વખતે તેણે પોતાના હાથમાં કલમ પકડી હતી. આપરથી પાઠકોની ખાત્રી થઈ હશે કે આપણે જે સંયોગોને ઉત્તમ ગ્રંથરચનાના વિરોધી માનીએ છીએ તે પણ દૃઢાગ્રહ અને ખંતથી જીતી શકાય છે. મનુષ્ય કોઈ પણ ભૂમિકામાં હોય પરંતુ જો તે ઉત્તમતાની ભૂમિકાપર પહોંચવાનો દૃઢ નિશ્ચય કરે તો અવશ્ય તે તેને પ્રાપ્ત થઇ શકે છેજ. સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી, ઉચ્ચ તત્ત્વવેત્તા બની પોતાના અંગમાં રહેલી અદ્ભુત શક્તિનો વિકાસ કરી અનિર્વચનીય આનંદના ઉપભોક્તા બનવું અથવા સંશયના ઊંડા મહાસાગરમાં પડી ડૂબી મરવું એ મનુષ્યના પોતાના ઉપરજ આધાર રાખે છે. બાહ્ય સંયોગો ઉપર કંઈજ નથી.

રોબર્ટ ડૉડ્સ્લી નામનો બુકસેલર ૧૭૦૩માં ઈંગ્લાંડના મધ્ય ભાગમાં આવેલા મૅન્સ્ફીલ્ડ નગરમાં જન્મ્યો હતો. એનાં માતપિતા અતિ રંક હતાં અને તેથી તેનું શિક્ષણ પણ ઘણુંજ ક્ષુલ્લક હતું. પ્રથમ તો તેને એક મોજાં વણનારને ત્યાં ઉમેદવાર તરિકે રાખવામાં આવ્યો, પરંતુ અલ્પ સમયમાં તેણે આ નોકરી છોડી દીધી અને બીજી નોકરી લીધી. આખરે તે ઑાન. મી. લોથરનો હજુરીઓ બન્યો. જ્યારે તે આ

નોકરીમાં હતો ત્યારે તેણે પોતાનાં કેટલાંક કાવ્યો પ્રખ્યાત કવિ પોપને બતાવ્યાં. પોપ તેવાં કાવ્યો વાંચીને અતિ પ્રસન્ન થયો અને તેને ઉત્તેજન આપ્યું તથા એક ફંડ એકઠું કરીને તેની પાસે એક કાવ્યગ્રંથ પ્રસિદ્ધ કરાવ્યો. આથી જનસમાજનું ધ્યાન તેના પ્રતિ ખેંચાયું. તે પછી થોડાજ વખતમાં તેણે એક વિનોદાત્મક નાટક લખ્યું. પોપે તેના પર કૃપા કરીને આ નાટકની હસ્તલિખિત પ્રતિ વાંચી હતી અને પોતાની વગથી તે નાટકને રંગભૂમિપર ભજવી બતાવવાની અનુકૂળતા કરી આપી હતી. આ નાટકને એટલો વિજય પ્રાપ્ત થયો કે તેમાંથી થયેલી દ્રવ્યપ્રાપ્તિથી તેનો કર્તા પોતાની ક્ષુદ્ર નોકરીમાંથી મુક્ત થયો અને લંડનમાં બુકસેલરની દુકાન કાઢવાને શક્તિવાન થયો. હવે તેની વિપત્તિઓ નિવૃત્ત થઇ અને તે સ્વતંત્ર રીતે પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. બુદ્ધિ અને ખંતથી તેણે પોતાનો વ્યાપાર ઘણો વધાર્યો અને તે વખતના સૌથી સુપ્રસિદ્ધ ગ્રંથપ્રકાશકોમાં તેની ગણના થવા લાગી. પરંતુ તે પોતાના ઉન્નતિકાળમાં પોતાની રંકાવસ્થાને વિસરી ગયો નહોતો, તેમજ જે શક્તિના બળે તે ઉન્નત દશાને પ્રાપ્ત થયો હતો તે શક્તિનો વિકાસ કરવાનું તેણે છોડી દીધું નહોતું. એક દિવસ તેનો મિત્ર અને આશ્રયદાતા પોપ એક સર્વોત્તમ મેજ રાખવાને માટે સુપ્રસિદ્ધ થયેલા ગૃહસ્થ વિષે તેની સાથે વાત કરતો હતો એવામાં તે બોલી ઉઠયો "હા, હું તે માણસને ઓળખું છું. હું તેને ત્યાં નોકર હતો." તે પોતાના વ્યાપારમાં પુરતું ધ્યાન આપતો હતો તે છતાં પણ સાહિત્યોપાસના તથા ગ્રંથરચના કરવાનો અવકાશ મેળવતો હતો. તેણે જીવન પર્યંત ગ્રંથો લખીને જગતને અનેક ગ્રંથો પૂરા પાડયા છે. ઘણું ખરૂં આ સર્વ પુસ્તકો લોકપ્રિય નિવડયાં હતાં. અને તેમાંનાં કેટલાંક તો તે વખતનાં ઉત્તમ પુસ્તકોની પંક્તિમાં વિરાજી શકતાં હતાં. ખાસ કરીને તેનું 'ઇકૉનૉમી ઑફ હ્યુમન લાઇફ" નામનું પુસ્તક ઘણું

પ્રસિદ્ધ છે. આ પુસ્તક માત્ર ઈંગ્લાંડમાંજ નહિ પરંતુ બીજાં રાજ્યોમાં પણ ઘણા વખત સુધી લોકપ્રિય થયું હતું. માત્ર ફ્રેંચ ભાષામાંજ તેનાં ઓછામાં ઓછાં બાર ભાષાંતરો બહાર પડયાં હતાં. ડોડ્સ્લી ૧૭૬૪માં મૃત્યુ પામ્યો.

---

# સાહિત્ય પ્રેમી વેપારીઓ.

સર ડડ્લી નૉર્થ, ઇંગ્લાંડમાં ૧૭ મા શતકમાં જન્મ્યો હતો. તેને લૅટીન ભાષાનો અભ્યાસ કરાવવાને માટે બેરીનગરમાં મોકલવામાં આવ્યો હતો, તે સમયના સંબંધમાં લખતાં તેનો બંધુ જણાવે છે કે "તે ઘણો કાળજી વિનાનો વિદ્યાર્થી હતો. તેનાં કારણ બે હતાં. એક તો તેનો શિક્ષક ઢોરની પેઠે તેને સખ્ત શિક્ષા કરતો અને દોષ હોય કે ન હોય તોપણ મારમાર કર્યા કરતો. તે એટલે સુધી કે એક વખત તો તેણે નિરાશાથી આત્મઘાત કરવાનો વિચાર કર્યો હતો. અને બીજું કારણ એ છે કે તેનો સ્વભાવ ઘણો ચંચળ હોવાથી તે પુસ્તકમાં એકાગ્ર ચિત્ત કરી શકતો નહોતો." તરુણ નૉર્થને વ્યાપાર કરવાનો ઘણો ચસ્કો હતો અને તે શાળામાં હતો ત્યારે પણ ક્રયવિક્રયનો ગહન વ્યાપાર ચલાવતો હતો અર્થાત્ તેને વિષે લોકોનો અભિપ્રાય એવો હતો કે વ્યાપારને માટે તેણે પૂરતું શિક્ષણ પ્રાપ્ત કર્યું છે પરંતુ કોઈ પણ પ્રકારની સાહિત્યોપાસના કરવાને માટે તેનામાં એકાગ્રતા નથી.

ત્યાર પછી થોડા વખત સુધી તેને એક લેખનકળા અને ગણિત શાસ્ત્રની શાળામાં તેના પિતાએ મોકલી આપ્યો. અને પછી તેને શાળામાંથી ઉઠાડી લઇ એક ટરકીશ વ્યાપારીને ત્યાં નોકરીએ મૂકી દીધો. આ વ્યાપારીએ એવી શરત લખાવી લીધી હતી કે થોડા સમય સુધી તેને ઇંગ્લાંડની પોતાની શાખામાં રાખીને પછી ભૂમધ્ય સમુદ્રની પૂર્વમાં આવેલાં લીવાન્ટ નામના સ્થળે મોકલી આપીશ તે સંબંધમાં તમારાથી કાંઈ પણ વાંધો લઇ શકાય નહિ. પરંતુ તે વ્યાપારીનો ધંધો એવો નહોતો કે નોકરને સઘળો વખત કામ કરવું પડે. આથી નૉર્થને ઘણો અવકાશ મળતો હતો. તે એવો ચંચળ હતો કે નવરા બેસી રહેવું તેને લેશ પણ ગમતું નહિ. આથી તે નવરાશના

વખતમાં ગાંસડી પેક કરવા લાગ્યો, ( જે માણસને ત્યાં તે રહ્યો હતો તે ગાંસડીઓ પેક કરવાનોજ ધંધો ચલાવતો હતો. ) થોડા વખતમાં તે કાર્યમાં અને તેને લગતાં બીજાં કાર્યમાં તે માહેર થઈ ગયો. આથી તેને ફાયદોજ થયો, કારણ કે લીવાન્ટના વ્યાપારીઓના હાથમાં આ ધંધોજ મુખ્યત્વે કરીને હતો અને તે ત્યાંના વ્યાપારીઓની સાથે સંસર્ગમાં આવ્યો હતો. વળી નૉર્થને પુસ્તકો બાંધવાનું કાર્ય શીખવાનો પણ શોખ થઈ આવ્યો. આ ધંધાને માટે આવશ્યક પ્રેસ, કટર સ્ટીચીંગ મશીન વગેરે ઓજારો આણીને તેણે હિસાબની ચોપડીઓ ઘણી સુંદર રીતે બાંધવા માંડી. આવી રીતના ઉદ્યોગ કરવામાં તેની બુદ્ધિ ઘણી ચાલતી હતી. આખરે તેને તેના શેઠે તુર્કસ્થાનમાં મોકલી આપ્યો, અને નવા નવા લોકો તથા નવા દેશો જોવાનો તેને ઘણો શોખ હોવાથી તેણે ત્યાં જવાને જરા પણ આનાકાની કરી નહિ.

તેના પાછલા જીવનપરથી આપણને જણાય છે કે તેણે પૂર્વાવસ્થામાં જેવું ચાંચલ્ય બતાવ્યું હતું તેવુંજ ચાંચલ્ય તેણે ઉત્તરાવસ્થામાં પણ બતાવ્યું. જ્યારે તે વ્હાણમાં હતો ત્યારે પણ જે જે વસ્તુ તેની દૃષ્ટિએ પડતી તે તે વસ્તુનું તે સૂક્ષ્મ અવલોકન કરતો અને પોતે જે જે જોતો તથા પોતાનાપર જે સંકટો પડતાં તેની તે નિયમિત નોંધ રાખતો, અને તેને પોતાના વડા બંધુપર લંડન મોકલી આપતો. વળી એના એક પત્રપરથી એમ જણાય છે કે જ્યારે તે વહાણમાં હતો ત્યારે ખલાસીનું કાર્ય શીખવાની પણ તેણે ઉત્કંઠા બતાવી હતી. તે લખે છે કે " વહાણ કેમ ચાલે છે તે જાણવાની મને ઉત્કંઠા થઈ અને તે માટે મેં પ્રયાસ કર્યો; પરંતુ વડો કૅપ્ટન અને તેના હાથ નીચેના ખલાસીઓ પુતળાંની પેઠે કામ કરે છે અને પોતે જે યંત્રો વાપરે છે તે કેવી રીતે કાર્ય કરે છે તે વિષે લેશ પણ જ્ઞાન ધરાવતા નથી. જો કોઇ તેમની કનેથી કાંઈ માહિતી મેળવવાને તેમને પ્રશ્નો પૂછે તો

તેઓ તેને મૂર્ખ ગણી કાઢે છે અને આપણે તેમના બોલવા વિષે કાંઇ વાંધો ઉઠાવીએ તો તેઓ તે સહન કરી શકતા નથી. કારણ-કાર્યનો સંબંધ તો તેમના મગજમાં ઉતરી શકતોજ નથી. તેમના મ-ગજમાં જે વાત ઉતરી શકતી નથી તે વાતને તેઓ પાપી સિદ્ધાંત અને નાસ્તિકતા ગણી કાઢે છે. તેઓ જે કહેતા હોય તેની વિરૂદ્ધ કોઇ બોલે તો તે તેઓ સહન કરી શકતા નથી."

થોડો વખત તેને ઇટાલીમાં થોભવું પડયું હતું ત્યારે તેણે ઇ-ટાલિઅન ભાષાનો અભ્યાસ કરવા માંડયો હતો. તે જણાવે છે કે "ઇટાલીઅન ભાષા કાંઇ કઠિન નથી. હું જે થોડે અંશે લૅટીન જાણું છું તે મને ઇટાલીઅન શીખવામાં ઘણી સહાયક થઈ પડી છે."

તેણે સ્મર્નામાં રૂ. ૬૦૦૦ ની મુડીથી વ્યાપાર કરવા માંડયો. આ વ્યાપારમાંથી તેને જે નફો મળતો તેથી તે કરકસરથી રહી શકતો હતો. અહીંઆં તેની ઉપજ ઘણી નહોતી. તેમજ ભવિષ્યમાં મોટી ઉપજ થવાની આશા પણ નહોતી. પાછળથી તેણે પોતાનું નગર બ-દલ્યું અને તે કૉન્સ્ટૅન્ટીનોપલમાં આવીને રહ્યો. આ શહેરમાં તે પો-તાના ઉદ્યોગ અને ખંતનું ફળ મેળવવાને ભાગ્યશાળી થયો. અહીંઆં તે ધીમે ધીમે શ્રીમંત થવા લાગ્યો. અહીંઆં પણ તેની જ્ઞાનતૃષ્ણા, તેનું ચાંચલ્ય, અને મુશ્કેલીઓને જીતવાની તેની શક્તિ એ સર્વ ગુણો વ્યક્ત થયા. તેણે તે દેશના રાજ્યતંત્રનું સૂક્ષ્મ જ્ઞાન મેળવ્યું એટલુંજ નહિ, પણ તે દેશના કાયદાનો પણ અભ્યાસ કર્યો અને સાધારણ મુ-કર્દમાઓમાં તે પોતાને માટે તે જ્ઞાનનો ઉપયોગ કરતો. એટલુંજ નહિ, પરંતુ તેના મિત્રોને પણ સલાહ આપતો. તેણે તુર્કસ્થાનની અદાલતોમાં ૫૦૦ કરતાં વધુ મુકર્દમાઓ ચલાવ્યા હતા. આ મુકર્દમાઓમાં પરદે-શીઓ સાધારણ રીતે જેમ કરે છે તેમ તે વકીલો રોકતો નહિ, પરંતુ તે દેશની ભાષામાં પોતેજ પોતાના મુકર્દમા ચલાવતો. આવાં કાર્યોને

માટે તેણે પરિશ્રમ કરીને ટર્કીશ ભાષાનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને તે ભાષાને તે ઘણી સરળતાથી તથા ત્વરાથી બોલી શકતો હતો. ટર્કીશ ભાષા ઠપકો આપવાને અને તીક્ષ્ણ પ્રહાર કરવાને અન્ય ભાષાઓ કરતાં વધુ અને અસરકારક શબ્દો ધરાવે છે. અને આ ભાષા તેને ઘણી સારી આવડતી તેથી તે જ્યારે ઇંગ્લાંડમાં રહેતો અને કોઇના પર ઘણો ગુસ્સે થઈ જતો ત્યારે અંગ્રેજીમાં બોલવાને બદલે તેનાથી આપોઆપ ટર્કીશમાં બોલાઈ જવાતું. આવા સમયે જાણે આવાં કામને માટે ટર્કીશજ તેની માતૃભાષા ન હોય? એવો દેખાવ થઇ રહેતો. તેણે એક ટર્કીશ ભાષાનો કોશ બનાવ્યો હતો અને તે ભાષાના રૂઢ શબ્દો તથા વાક્યો તથા સામાન્ય નિયમો તેમાં સ્પષ્ટ દર્શાવ્યા હતા. તે ટર્કીશ બોલી શકતો હતો એટલુંજ નહિ પરંતુ લખી પણ શકતો હતો. ઇટાલિઅન ભાષામાં પણ તે પારંગત થયો હતો અને તે ભાષા જાણે તેની માતૃભાષાજ ન હોય તેવી સ્વાભાવિકતા અને ત્વરાથી તેને બોલી શકતો હતો.

ઇંગ્લાંડમાં પાછા ફર્યા બાદ અલ્પ સમયમાં તેણે લંડનમાં વ્યાપાર શરૂ કર્યો અને વખત જતાં કસ્ટમ ખાતાનો કમીશનર તથા ઇંગ્લાંડનો કોશાધ્યક્ષ નિમાયો. પછી તે પાર્લામેંટનો સભ્ય પણ થયો. જો કે તેણે પોતાની જીંદગીનો ઘણો મોટો ભાગ પરદેશમાં ગાળ્યો હતો અને તેને ઈંગ્લાંડની રાજવ્યવસ્થા તથા પાર્લામેન્ટમાં ચર્ચાતા વિષયોનું લેશ પણ જ્ઞાન નહોતું તોપણ તે પાર્લામેંટનો સભ્ય થયો એટલે તેણે રાજતંત્રને લગતા સર્વ વિષયોમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવા માંડયો અને લાંબા વખતથી કસાએલા સભ્યોની બરોબરી કરવા લાગ્યો. પાર્લામેંટનો સભ્ય થયા પહેલાં થોડા વખતથી તેણે બીજગણિતનો અભ્યાસ કરવા માંડયો હતો. આ શાસ્ત્રનું નામ તેણે પહેલાં કદિ સાંભળ્યું નહોતું, પરંતુ એ શાસ્ત્રમાં હવે તેને ઘણો રસ પડવા લાગ્યો.

તે તુર્કસ્થાનમાં રહેતો હતો ત્યારે અને ઇંગ્લાંડ આવ્યા પછી અનેક વિષયોપર તેણે લેખ લખી મૂક્યા હતા, પરંતુ તે ૧૬૯૧ની સાલમાં પહેલવહેલો ગ્રંથકર્ત્તા તરિકે બહાર પડયો. એ વર્ષમાં તેણે "ડીસ્કોર્સીસ અપોન ટ્રેડ" (વ્યાપાર વિષે નિબંધ) એ નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તકથી તે ૧૭ મી શતાબ્દીના અર્થશાસ્ત્રીઓમાં મુખ્ય ગણાવા લાગ્યો. આ વખતના વ્યાપારી સિદ્ધાંતો કરતાં એના દર્શાવેલા સિદ્ધાંતો ઘણા ઉત્તમ હતા.

એકજ વ્યક્તિ વ્યાપાર તથા તત્ત્વજ્ઞાનમાં કેવી રીતે વિજયી થઇ શકે છે તે સર ડડ્લી નૉર્થનાં ઉદાહરણપરથી સ્પષ્ટ રીતે જોઇ શકાય છે.

સર જૉન લબક અથવા સાંપ્રત લૉર્ડ એવેબરી પણ એક સાહસિક વ્યાપારી અને વિદ્યાદેવીના ચુસ્ત ભક્ત છે. લંડન શહેરનું પ્રવૃત્તિમય વ્યાપારી જીવન ગાળવા છતાં તેનેજ સર્વ કાળ અર્પણ ન કરી દેતાં વધારે સારું અને વધારે ઉદાત્ત જીવન પણ તેઓ ગાળી શકે છે, તેઓની બુદ્ધિ વિચક્ષણ અને તેઓ મહા પંડિત છે.

તેમના પિતા સર જે. ડબ્લ્યુ. લબક, લંડનના એક અગ્રેસર બેંકર હતા. વળી તેઓ જ્યોતિષ વિદ્યા અને ગણિત વિદ્યામાં પણ પ્રવીણ હતા. જૉન તેમના વડા પુત્ર થાય અને તેમણે પણ પોતાના પિતાનુંજ અનુકરણ કર્યું. તેમને કાંઈ ઉચ્ચ કોટિનું શિક્ષણ આપવામાં આવ્યું નહોતું, કારણકે ૧૪ વર્ષની નાની વયમાંજ તેમને બેંકના કાર્યમાં નાંખી દેવામાં આવ્યા હતા. જે ઉમ્મરે ઘણાખરા માણસો પોતાનું વિશ્વ વિદ્યાલયનું શિક્ષણ પૂરૂં કરી રહે છે તે વખતે તો મી. જૉન બેંકના ભાગીઆ થયા હતા અને તેની સઘળી વ્યવસ્થામાં ભાગ લેતા હતા. બેંકરોમાં તેઓ અગ્રગણ્ય થઈ પડયા અને તેમના ધંધાના વિકાસ અને સુધારણાને માટે જેટલી જેટલી સંસ્થાઓ વિદ્ય-

માન હતી તે સર્વમાં તેઓ સર્વોચ્ચ પદ્વીને પામ્યા હતા. ચેકની પદ્ધતિ શરૂ કરવામાં મી. જૉન લબકનો પણ હાથ હતો.

વળી મી. જૉન લબક એક ઉત્તમ વિજ્ઞાનવેત્તા છે. તેમણે ખાસ કરીને પ્રાકૃતિક વિજ્ઞાનનો ઊંડો અભ્યાસ કર્યો છે અને તે માટે તેઓ અતિ પ્રસિદ્ધ છે. તેમના પિતા જેમ ગણિતવેત્તા હતા તેમ એઓ પણ ગણિતવેત્તા છે અને બેંકના ધંધામાં તેનો ઉપયોગ કરીને પોતાનું તે વિષેનું ઉત્તમ જ્ઞાન સિદ્ધ કરી આપ્યું છે. કીડીઓ, માખ, અને બીજા જંતુનું સૂક્ષ્મ અવલોકન કરીને તેમણે પોતાનું ધૈર્ય, નિસર્ગપ્રીતિ અને શુદ્ધ શોધક શક્તિ મેળવેલી છે. આ ગુણોમાં તેમનાથી શ્રેષ્ઠ પ્રતિના મનુષ્યો ભાગ્યેજ મળી શકશે. વળી તેઓ મનુષ્યના પ્રાચીન ઇતિહાસ તથા સંસ્કૃતિના મૂળના ખંતી અભ્યાસી છે.

સર જૉન લબકનાં બુદ્ધિસામર્થ્યનો સ્વીકાર ઘણાં વિદ્યાલયોએ કર્યો છે. તેઓ ડબ્લીન યુનિવર્સિટીની એલ. એલ. ડી. ની ડીગ્રી ધરાવે છે. ઓક્સફર્ડ યુનીવર્સિટીની ડી. સી. એલ. ની ઉપાધિ ધરાવે છે અને વર્ઝબર્ગની એમ. ડી. ની ઉપાધિ ધરાવે છે. વળી તેઓ લંડન વિશ્વવિદ્યાલયની સાથે પણ ઘાડા સંસર્ગમાં આવ્યા છે.

વળી એક ઉત્તમ વ્યાપારી અને ઉત્કૃષ્ટ વિજ્ઞાનવેત્તા હોવાની સાથે તેઓ પાર્લામેંટના સભ્ય પણ છે. તેઓ પાર્લામેંટના હાઉસ ઑફ કોમન્સમાં ૧૮૭૦ ની સાલથી એ મેડસ્ટોન તરફથી પ્રવેસ્યા હતા. ૧૮૮૦ થી લંડન વિશ્વવિદ્યાલય તરફથી તેઓ પાર્લામેન્ટમાં વિરાજવા લાગ્યા. તેઓ ઉદાર મનના રાજદ્વારી પુરુષ છે. પરંતુ તેઓ વિભિન્ન પક્ષોના વિગ્રહમાં ઉતરતા નથી. તેઓ માત્ર વેપાર અને મજુરોની સ્થિતિ સુધારવાને પ્રયાસ કરે છે. “ બેંક હોલીડેઝ એક્ટ ” નામનો બેંકોમાં ફરજીઆત રજા પડાવનારો કાયદો એમના પરિશ્રમથી

અસ્તિત્વમાં આવ્યો છે. એ રંજાના દિવસોને લોકો કેટલીક વાર "સર લબકના દિવસો" પણ કહે છે.

એઓ ખરેખરૂં ઉપયોગી જીવન વ્યતીત કરે છે. એઓ મનુષ્યની પ્રગતિ કરનારી અનેક સંસ્થાઓ સાથે સંબંધ ધરાવે છે. હજુ પણ તેઓ મનુષ્યના લાભાર્થે ઘણાં કાર્યો કરશે એવી સર્વ આશા રહે છે. થોડાક વખતપર તેમને અમીરની ઉપાધિ અર્પણ કરવામાં અવી છે અને હવે તેઓ 'લૉર્ડ એવેબરી' ના નામથી ઓળખાય છે.

## વિજ્ઞાન શાસ્ત્રીઓ.

સર હમ્ફ્રી ડેવી કોર્નવૉલ પ્રગણામાં આવેલા પેન્ઝાન્સ ગામમાં ૧૭૭૮ ની સાલમાં જન્મ્યો હતો. તેનો પિતા તે કસ્બામાં લાકડાપર કોતરવાનું કામ કરતો હતો. ટ્રૂરો નામના સ્થળે બાળક ડેવીને સાહિત્યનાં મૂળતત્ત્વો શીખવવામાં આવ્યાં હતાં. પછી તેના પિતાએ તેને પોતાના કસ્બામાં વસતા એક વૈદ્યને ત્યાં નોકરીએ મૂક્યો. પરંતુ આ ભાઇ સાહેબ પોતાની નોકરીપર લક્ષ આપવાને બદલે આસપાસના ગામડાંમાં રખડયા કરતા હતા અને કદિ કદિ પોતાના શેઠની શીશીઓમાં કાંઈ કાંઈ પ્રયોગ કર્યા કરતા હતા. કોઈ કોઈ વખત તો તેમના આ પ્રયોગથી તેમના શેઠનું આખું ખાતું નાશ પામવાનો ભય ઉત્પન્ન થતો હતો. તેની ૧૫ વર્ષની વયે તેને પેન્ઝાન્સના એક સારા વૈદ્યને ત્યાં મૂકવામાં આવ્યો. પરંતુ અહીંઆં પણ ભાઈ સાહેબ વૈદ્યના ધંધામાં નામ કાઢે એવાં ચિન્હો દેખાયાં નહિ. તે છતાં આ ભાવી તત્ત્વવેત્તાએ વિજ્ઞાનશાસ્ત્રમાં ભવિષ્યમાં જે સુકીર્તિ પ્રાપ્ત કરી હતી તે શાસ્ત્રનો અભ્યાસ તેણે અત્યારથી કરવા માંડયો હતો. પોતાને માટે અભ્યાસના વિષયો નિર્ણીત કરીને તેણે ૧૮ વર્ષની વયે પ્રાકૃતિક તત્ત્વજ્ઞાન અને રસાયનશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. તેમજ વનસ્પતિ શાસ્ત્ર, અંગ છેદન શાસ્ત્ર અને ભૂમિતિ શાસ્ત્રમાં પણ થોડી ઘણી પ્રવીણતા મેળવી.

પરંતુ સર્વ કરતાં રસાયનશાસ્ત્રને તે અતિશય ઉદ્યોગથી વળગી પડયો. કૉર્નવૉલ પ્રગણાની ભૂમિએ નિસંશય તેની બુદ્ધિને પોતાની પ્રિય દિશામાં પ્રગતિ કરવાને ઘણું ઉત્તેજન આપ્યું. ત્યાંના ભૂગર્ભમાં જે ખનીજ દ્રવ્ય ગુપ્ત રીતે પડી રહ્યું હતું તેને શોધી કાઢવાને અને તેનું સંશોધન કરવાને તેના મનમાં ઘણો ઉત્સાહ ઉત્પન્ન થયો. તે કહે છે કે "જ્યારે હું બાલ્યાવસ્થામાં હતો ત્યારે ખડકોમાં નવા

ખનીજ પદાર્થો શોધી કાઢવાને હું ઘણી વાર રખડયો છું." એમ કહેવાય છે કે દરિયા કિનારે જડતા એક પ્રકારના સાંઠાના પોલાણમાં જે હવા ભરાય છે તે હવા કેવી જાતની હોય છે તેનો નિર્ણય કરવાને તેણે જે પ્રયોગ કર્યો તે તેનો વિજ્ઞાન વિષયક પ્રથમ પ્રયોગ હતો. આ સમયે તેની પાસે કોઇ પ્રયોગશાળા તો હતી નહિ માત્ર તેના શેઠની શીશીઓ, રસોડાનાં વાસણો અને એવી બીજી વસ્તુઓ અકસ્માત્ મળી આવે તેજ તેનાં સાધનો હતાં. આ વસ્તુઓને પોતાના બુદ્ધિ-ચાતુર્યથી તે પોતાના ઉપયોગમાં લઇ લેતો.

ડેવીએ પ્રથમ રસાયન વિદ્યાનો અભ્યાસ કોઇ પણ શિક્ષકની સાહાય્ય વિનાજ કર્યો. સુભાગ્યે જ્યારે તે બાલ્યાવસ્થામાં હતો ત્યાર-થીજ તેને સુપ્રસિદ્ધ જેમ્સ વૉટના પુત્ર ગ્રેગરી વૉટની સાથે પરિચય થયો હતો. આ ગૃહસ્થ પોતાની પ્રકૃતિના સુધારા અર્થે પેન્ઝાન્સમાં આવ્યો હતો ત્યારે ડેવીનાજ ઘરમાં ઉતર્યો હતો. ડેવીના સંસર્ગમાં આવ્યા પછી અલ્પ કાળમાં તે તેની બુદ્ધિમત્તાથી પરિચિત થયો. મી. વૉટે પોતાના વિજ્ઞાનવિષયક જ્ઞાનને આધારે બાળક ડેવીને તેના અભ્યાસની સ્પષ્ટ દિશા બતાવી અને તેને પોતાના પ્રિય વિષયને ખંતપૂર્વક વળગી રહેવાને ઉત્તેજન આપ્યું. સુયોગે મહાશય ગીલ્બર્ટ કે જે પાછળથી રૉયલ સોસાયટીના અધ્યક્ષ થયા હતા તેનું લક્ષ ડેવી પ્રતિ આકર્ષાયું. એમ કહેવાય છે કે ડેવી પોતાના મકાનના દરવાજાને અઢેલીને ઉભો હતો એવામાં મહાશય ગીલ્બર્ટ પોતાના કેટલાક મિત્રો સહવર્તમાન ત્યાંથી જવા લાગ્યો. એક જણે ડેવી તરફ આંગળી કરીને મહાશય ગીલ્બર્ટને કહ્યું કે, આ તરુણ રસાયન વિદ્યાનો ઘણા ખંતથી અભ્યાસ કરે છે. રસાયન વિદ્યાનું નામ કર્ણપટપર અથડાતાં મહાશય ગીલ્બર્ટે ડેવી પ્રતિ વિશેષ લક્ષ્યથી જોયું. અને ઉભા રહી ડેવીની સાથે વાર્તા-લાપ કરવા માંડયો. આથી તેને તરતજ ખાત્રી થઇ કે આ તરુણ કાંઇ

સામાન્ય માણસ નથી પરંતુ તેનામાં અલૌકિક બુદ્ધિસામર્થ્ય છે.
ઉદારતાથી તેને કહ્યું કે તમે ખુશીથી મારા પુસ્તકાલયનો ઉપયોગ
શકશો, તેમજ અભ્યાસની વૃદ્ધિ અર્થે જે કાંઇ અન્ય પ્રકારની સાહ
અપેક્ષા હોય તો તે પણ જણાવશો. ૧૯ વર્ષની વયે ડેવીને ડૉ. બેડે
સાથે પરિચય થયો. ડૉ. બેડોઝે બ્રીસ્ટલમાં જુદી જુદી જાતનાં ગ
રસાયનિક દ્રવ્યોનું પૃથક્કરણ કરવાને માટે એક પ્રયોગશાળા સ
કરી હતી. ડેવીનું બુદ્ધિકૌશલ્ય જોઇ ડૉ. બેડોઝ એટલો તો
થયો કે તેણે તેને પોતાની પ્રયોગશાળાનો સુપરિન્ટેન્ડન્ટ નીમ્યો.

આ પ્રયોગશાળામાં તેણે ગૅસના ભિન્ન ભિન્ન પ્રયોગો કરવા મ
તેમાં કેટલીક વખત તો તે છેક મૃત્યુના કાંઠે આવી પડ્યો
'નાઇટ્રસ ઑક્ઝાઈડ્ ગૅસ' જ્યારે શ્વાસમાં લેવામાં આવે ત્યારે
જે વિચિત્ર પરિણામ આવે છે તે મહાશય ડેવીએ શોધી કાઢ્યું
આ ગૅસનો શ્વાસ લેવાથી મનુષ્યને હાસ્યાતિરેક થાય છે અને તે ઉન્
થઇ કુદાકુદ તથા દોડાદોડી કરવા માંડે છે. પોતાની માત્ર ૨૧
વયે તેણે પોતાના રસાયનિક પ્રયોગોની હકિકત પ્રકટ કરી ત્યારે
લંડનના "રૉયલ ઈન્સ્ટીટ્યુશન" માં વક્તા નીમવામાં આવ્યો.
પોતાનું પ્રથમ ભાષણ ૧૮૦૧ ની સાલમાં આપ્યું. તેણે અતિ
જે વક્તૃતા પ્રદર્શિત કરી તેથી તથા તેના પ્રયોગોની નવીનતા તથા
કુશલ્યથી સંખ્યાબંધ લોકો એકદમ તેના પ્રતિ આકર્ષાવા લાગ્યા.
ભાષણો સાંભળવાને મહા સમર્થ વિજ્ઞાનવેત્તાઓ પણ ઉત્સુક રહેતા

ડેવીની પ્રથમ વૈજ્ઞાનિક શોધ વિદ્યુત્ અને રસાયનિક દ્ર
પરસ્પર સંબંધ વિષેની હતી. આ શોધથી 'વિદ્યુદ્રસાયન શ
(Electro-chemistry) નામની નવી વિદ્યાને જન્મ મળ્યો.
માટે ફ્રેંચ ઈન્સ્ટીટ્યુશને ડેવીને પોતાનું સૌથી પહેલું ઈનામ અ
તે પછી ડેવીએ એવી શોધ કરી કે ચુનો, મીઠું, સોડા અને

કેટલાંક દ્રવ્યો ઑક્સીજનની સાથે મળેલાં છે. આ દ્રવ્યોને સોડિયમ, કેલ્સિયમ, પોટાસિયમ આદિ નામો આપીને જુદાં પાડવામાં આવ્યાં છે. પોટાશિયમમાં એવો ગુણ છે કે તેને પાણીમાં નાખવામાં આવે છે ત્યારે તે અગ્નિ પ્રદીપ્ત કરે છે.

૧૮૧૨ની સાલમાં ડેવીને અમીરની પદવી મળી અને ૧૮૧૩માં તેણે રોયલ ઇન્સ્ટીટ્યુશનમાંની પોતાની પદ્દીનું રાજીનામું આપ્યું.

માનવસમાજપર જે મોટો ઉપકાર ડેવીએ કર્યો છે તે સુપ્રસિદ્ધ 'સેફ્ટી લેમ્પ' બનાવીને કર્યો છે.

કોલસાની ખાણના ફાટ અને ચીરામાંથી એક જાતનો 'ફ્રાયર-ડેમ્પ' નામનો 'ગૅસ' નીકળે છે. આ ગૅસ જ્યારે એકલો હોય છે ત્યારે સતત મંદ રીતે બળ્યા કરે છે, પરંતુ જ્યારે તે બહારનાં વાતાવરણનાં દ્રવ્યો સાથે મળે છે ત્યારે મોટો ભડકો લઈ ઉઠે છે. ત્યાં જરા દીવાસળી સળગાવી હોય અથવા કોઈ પ્રકારનો અગ્નિનો તણખો ઉત્પન્ન કર્યો હોય તો એકદમ આખી ખાણ સળગી ઉઠે છે અને તેથી માઇલોના માઇલો સુધી એક પ્રકારનો વિપ્લવ થઈ રહે છે. વાતાવરણ પણ ઘણા માઇલ સુધી બગડી જાય છે.

સર હંફ્રી ડેવીનું નામ વિજ્ઞાનવેત્તા તરિકે સુપ્રસિદ્ધ હતું તેથી કોઇએ તેને પૂછ્યું કે કોલસાની ખાણનું કાર્ય વિશેષ સહીસલામતીભરેલું બનાવવાને માટે તમો કાંઈ ન કરી શકો? ડેવીએ આથી તરતજ આ કાર્ય માથે લીધું અને અંતઃકરણપૂર્વક પ્રયોગો કરવા માંડ્યા. કોલસાની ખાણમાંની હવા કેટલીક શીશીઓમાં ભરી અને પછી તેને બંધ કરી દીધી. અને આ શીશીઓપર તેણે પ્રયોગો કર્યા. રાત્રિ અને દિવસ ઉજાગરા કરીને અવિશ્રાંત ઉદ્યોગ કરી તે ગૅસનાં સર્વ લક્ષણો જાણી લીધાં. તેને ઇશ્વિરપર સંપૂર્ણ શ્રદ્ધા હતી અને તે નિશ્ચયપૂર્વક માનતો હતો કે ભયની સાથે તેમાંથી મુક્ત થવાનો માર્ગ પણ વિદ્ય-

માન હોવોજ જોઇએ. પછી તેણે ઘણા શ્રમપૂર્વક એક લૅમ્પ બનાવ્યો અને નિર્ભયતા પૂર્વક તે લૅમ્પ પોતાની સાથે લઇને તે ખાણમાં ઉતર્યો અને આશ્ચર્યથી મુગ્ધ થયેલા મજુરોને તે લેમ્પ બતાવ્યો.

આ લૅમ્પ એવા પ્રકારનું છે કે તે પ્રકાશ પણ આપે છે અને હવા વધારે બગડવાથી નિકટના ભવિષ્યમાં અકસ્માત્ થવાનો સંભવ હોય ત્યારે તે ચેતવણી પણ આપે છે. જ્યારે હવા વધુ બગડી જાય છે ત્યારે તેનો પ્રકાશ આસ્માની રંગનો થઈ જાય છે. આથી મજુરો ચેતીને સહીસલામતીવાળી જગ્યાએ ફાનસને લઇને જતા રહે છે.

સર હંફ્રી ડેવી સ્વિટ્ઝર્લૅંડમાં ૧૮૨૯ ની સાલમાં મરણ પામ્યો. સ્વિટ્ઝર્લૅંડની સરકારે સાર્વજનિક પાયદસ્ત કાઢીને તેને માન આપ્યું હતું. આ લૅમ્પને શોધી કાઢયાને ઘણાં વર્ષો થઇ ગયાં છે તોપણ અદ્યાપિ તે લૅમ્પનો સામાન્ય ઉપયોગ ઘણોજ છે.

મીચલ ફેરાડેના જેવો વિજ્ઞાનવેત્તા કોઈ ભાગ્યેજ થયો હશે. આ પુરુષ જેવો વિજ્ઞાનવેત્તા હતો તેવો ઇશ્વરભક્ત પણ હતો. તેપરથી સિદ્ધ થાય છે કે વિજ્ઞાન અને ધર્મ વચ્ચે કાંઈ અપરિહાર્ય વિરોધ નથી. મીચલફેરાડેનું જીવન આદિથી અંત પર્યંત બોધથી ભરપૂર છે.

એનો પિતા લુહારનો ધંધો કરતો હતો, અને તે ઘણો રંક તથા અધૂરામાં પુરો રોગિષ્ટ હતો. તે લંડન શહેરમાં ઘોડાને બાંધવાના એક તબેલાના માળ ઉપર રહેતો હતો. આવી દારિદ્ર સ્થિતિમાં મહાન તત્ત્વવેત્તા મીચલ ફેરાડેનો જન્મ ઈ. સ. ૧૭૯૧ ના સપ્ટેમ્બર માસની ૨૨ મી તારીખે થયો હતો. જો કે તેનાં માતપિતા અતિ રંક હતાં તોપણ તેઓ અત્યંત ધાર્મિક વૃત્તિનાં હતાં અને તેમણે પોતાના પુત્રપર ઉત્તમ પ્રકારના ધાર્મિક સંસ્કાર પાડયા હતા. તેઓ રંક હતાં તેથી મીચલ કે તેમનાં અન્ય સંતાનોને કેળવણી આપવાની લેશ પણ શક્તિ તેમનામાં હતી નહિ. તેમને છોકરાંઓ તેમના ધંધામાં જે થોડી ઘણી

સહાય્ય કરતાં તે તેમને ઘણી ઉપયોગી થઇ પડતી હતી. મીચલ બાર વર્ષની વયે એક બુકસેલર અને ચોપડી બાંધનારને ત્યાં સંદેશા લઇ જવાના કામપર રહ્યો. વળી તેને પોતાના શેઠના ગ્રાહકોને ત્યાં સવારનાં વર્તમાનપત્રની નકલો પણ પહોંચતી કરવી પડતી હતી. પાછલા જીવનમાં જ્યારે તે પ્રખ્યાત માણસ થયો ત્યારે પણ તે વર્તમાનપત્રો પહોંચાડનાર છોકરાઓની ઘણી દયા ખાતો હતો. એક વખતે તેના મુખમાંથી એવા શબ્દો બહાર પડયા કે "આ છોકરાઓની દયા મને સદૈવ આવે છે, કારણ કે હું પોતે એક વખત એમના જેવુંજ કાર્ય કરતો હતો." મીચલની ચપળતા, જ્ઞાન અને ઉદ્યોગથી તેના શેઠનું ધ્યાન ખાસ તેના પ્રતિ આકર્ષાયું અને તેનાપર તે અતિ પ્રસન્ન થયો અને તેની પ્રમાણિક નોકરીના બદલામાં તેણે તેને પોતાને ત્યાં ફી લીધા શિવાય ઉમેદવાર બનાવ્યો.

હવે તેને પુસ્તકો વાંચવાનો ઉત્તમ સંયોગ પ્રાપ્ત થયો. આ સુપ્રસંગનો લાભ લઇને તે ઘણાં પુસ્તકો વાંચવા લાગ્યો અને તેથી ધીમે ધીમે તત્ત્વવેત્તા નિવડવાનાં સુચિન્હો પ્રદર્શિત કરવા લાગ્યો. જે પુસ્તકોનાં પુઠાં તેને બાંધવાં પડતાં હતાં તે પુસ્તકોમાંથી તેણે તત્ત્વજ્ઞાનના બીજાંકુરો ગ્રહણ કરી લીધા. આ રીતે, તેને ધંધામાંથી જે થોડો ઘણો અવકાશ મળતો તે અવકાશમાં તેણે વિદ્યુદ્વિદ્યા અને રસાયનવિદ્યા વિષે ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. વળી તેણે વિજ્ઞાનપર અપાતાં ભાષણો સાંભળવા માંડયાં અને એજ પ્રકારનો અભ્યાસ કરનારા અન્ય વિદ્યાર્થીઓનો પરિચય કર્યો, કે જે તેના જીવનપર્યંત મિત્રો રહ્યા.

તેના શેઠને આ વાતની ખબર પડી પરંતુ તેની વિજ્ઞાનપ્રિયતાને લીધે તેના પુસ્તકો બાંધવાના ધંધામાં કાંઇ સ્ખલન થતું નથી એમ તેની ખાત્રી થવાથી તેણે તેના માર્ગમાં વિઘ્ન નાખ્યું નહિ. એટલુંજ નહિ પરંતુ ઉલટું તેને ઉત્તેજન આપવાને પોતાનાથી બની શકતી

સર્વ પ્રકારની સાહાય્ય આપી. હવે જ્યારે તેની ઉમેદવારીની મુદત પૂરી થઇ ત્યારે તેને પોતાના ભાવિ ધંધાને માટે નિર્ણય કરવાની ચિંતા થવા લાગી. પુસ્તકો બાંધવાના ધંધામાં તેનું મન ગોઠતું નહોતું. તેને વિજ્ઞાન પ્રત્યે અત્યંત પ્રીતિ હતી. હવે કરવું શું ? તેના શેઠના એક ગ્રાહકે આ બાળકની ચંચળતા ધ્યાનમાં રાખી હતી અને તે તેને સર હમ્ફ્રી ડેવીનાં ભાષણો સંભળાવવાને રૉયલ ઇન્સ્ટીટયુશનમાં લઇ ગયો. તે વખતે તે આતુર છોકરો ગૅલેરીમાં બેઠો અને તેણે ડેવીનાં ભાષણોની લાંબી નોંધ લીધી તથા તેના પ્રયોગો સૂક્ષ્મ દ્રષ્ટિથી જોયા. ત્યાર પછી તેણે તે ભાષણો શુદ્ધ રીતે લખીને તેનો એક ગ્રંથ બનાવ્યો. અદ્યાપિ આ ગ્રંથને જાળવી રાખવામાં આવ્યો છે. આ ગ્રંથમાં પ્રથમ સિદ્ધાંતો આપવામાં આવ્યા છે. પછી સચિત્ર પ્રયોગ આપવામાં આવ્યા છે અને તે પછી પરિશિષ્ટ આપવામાં આવ્યું છે.

જ્યારે ફેરાડેએ પોતાના ભાવી ધંધાનો નિર્ણય કરવાનો નિશ્ચય કર્યો ત્યારે તેણે પોતાની આ નોંધપોથી સર હમ્ફ્રી ડેવી પર મોકલી આપી. સાથે સાથે તેનાપર એક પત્ર લખ્યો અને તેમાં પોતાના સંયોગો તથા પોતાની મનોવાંચ્છનાઓ પ્રદર્શિત કરી. પ્રસ્તુત નોંધો અને પત્ર પ્રતિ સર હમ્ફ્રી ડેવીનુ લક્ષ ખેંચાયું અને તેણે પેલા તરુણને તેડી મંગાવ્યો. આનું પરિણામ એ આવ્યું કે ફેરાડેને ૧૮૧૩ ની સાલના માર્ચ માસમાં રૉયલ ઇન્સ્ટીટયુશનની પ્રયોગશાળામાં સહાયક તરિકે નિયુક્ત કરવામાં આવ્યો. પ્રયોગને માટે આવશ્યક પાત્રો તથા ઓજારો સ્વચ્છ તથા વ્યવસ્થાસર રાખવાં એ તેનું કર્ત્તવ્ય હતું. આ કાર્ય તેણે એવી સરસ રીતે કર્યું કે તેનો ઉપરી તેથી સંપૂર્ણ સંતોષ પામ્યો. તે આટલુંજ કાર્ય કરીને બેસી રહ્યો નહિ, પરંતુ અવકાશના સમયમાં તે સ્વયં પ્રયોગો કરવા લાગ્યો. ૧૮૧૩-૧૪ ની સાલમાં જ્યારે સર હમ્ફ્રી ડેવી વૈજ્ઞાનિક શોધખોળ માટે પ્રવાસે નીકળ્યા

ત્યારે તે તેમની સાથે ગયો અને યૂરોપના પ્રસિદ્ધ વિજ્ઞાનવેત્તાઓની સાથે સુપરિચિત થયો. આ વૈજ્ઞાનિકો પણ ફેરાડેના વૈજ્ઞાનિક જ્ઞાનથી ઘણા ખુશ થયા.

૧૮૨૧ ની સાલમાં તે રૉયલ ઇન્સ્ટીટયુશન અને પ્રયોગશાળાનો સુપરિન્ટેન્ડન્ટ થયો અને તેજ વર્ષના જુન માસમાં તે એક ધર્માચાર્યની કન્યા સાથે પરણ્યો.

આ વાતથી વ્યાખ્યાતા અને પ્રયોગ શાસ્ત્રી તરિકેની તેની કીર્તિ સ્થાયી થઈ. વ્યાખ્યાતા અને પ્રયોગ શાસ્ત્રી તરિકે તેણે ઘણા ઉદ્યમ અને ખંતપૂર્વક કામ કર્યું. વિજ્ઞાનશાસ્ત્રીનાં આ કાર્યો કરતાં સાથે સાથેજ તે ધર્મનો અભ્યાસ કરતો અને લોકોને પણ મુક્તિનો માર્ગ બતાવતો. તેનાં કઠિન કામથી લાગતો થાક, ઇશ્વર સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરવાથી મળતી શાંતિથી ઉતરી જતો. તે નવી નવી કલ્પનાઓનો તો સાગર હતો. તેની નિકટ જનાર મનુષ્યને પરમ શાંતિનો અનુભવ થતો. તેના સાન્નિધ્યથી પ્રત્યેક વસ્તુમાં ચૈતન્ય આવતું; અને વિજ્ઞાનનાં ગુપ્ત રહસ્યો તેની આજ્ઞાને આધીન થઈ પ્રત્યક્ષ થતાં.

પરંતુ તેનો વિજય પોતાની સાથે લાલચને પણ ઘસડતો આવ્યો. તે એક નિષ્ણાત વિજ્ઞાનવેત્તા તરિકે પ્રસિદ્ધ થયો કે તરતજ ચારે તરફથી તેનાપર એવી અરજ કરનારા પત્રો આવવા લાગ્યા કે તમારી શક્તિઓનો ઉપયોગ તમે ધંધા અને વ્યાપારમાં કરો. પ્રથમ તો તે આ પ્રાર્થનાને આધીન થયો અને દ્રવ્ય પણ કમાયો. પરંતુ આખરે તેણે આ બાબતપર ગંભીર વિચાર કર્યો. મારે આખી ઉમ્મર વિજ્ઞાનના શોધક અને પ્રયોગશાસ્ત્રી તરિકે કાંઇ પણ ફળની આશા વિના કાર્ય કરવું કે એક વ્યાપારી વિજ્ઞાનશાસ્ત્રી બનવું? આવો વિચાર તેના દિલમાં સદૈવ ઘોળાયા કરતો. આખરે તેણે કાંઈ પણ ફળની આશા રાખ્યા વિના વિજ્ઞાન સંબંધી પ્રયોગ કરવાનું કાર્ય અંગીકાર કર્યું અને

દ્રવ્યનો લોભ છોડી દીધો. દ્રવ્ય કરતાં પણ વિજ્ઞાનના અગાધ સમુદ્રમાં જે રત્નો પડેલાં હોય તે શોધી કાઢવા પ્રતિ તેનું હૃદય વિશેષ આકર્ષાયું.

હવે તેણે ઝાઝાં મનુષ્યોનો સંસર્ગ તજ્યો અને પોતાના ઘરમાં એકાંતજીંદગી ગુજારી વિજ્ઞાનના પ્રયોગો કરવા માંડયા. તેની સ્ત્રી અને તેની ભત્રીજી એ બે જણ તેની સાથે રહેતાં હતાં. તેઓ તેના ઘરનું કામકાજ કરતાં અને તે પોતે ખંતપૂર્વક માત્ર વિજ્ઞાન સંબંધી પ્રયોગો કરવામાંજ પોતાનો સમગ્ર સમય વ્યતીત કરવા લાગ્યો. આજ એકાંત સ્થળે તેણે શોધો કરી અને જગતને તેનો લાભ આપ્યો. તે માત્ર પોતાના પ્રયોગો અને શોધો સંબંધી ભાષણ આપતો ત્યારેજ બહાર નીકળતો. શેષ સર્વ વખત પોતાની પ્રયોગશાળામાં તે ગાળતો હતો.

વિજ્ઞાનના ભાષણકર્ત્તા તરિકે તે સર્વોત્તમ હતો. તે છતાં પણ તે પાકી નોંધ અને બરાબર તૈયારી કર્યા શિવાય કદિ પણ ભાષણ કરતો નહિ. તે ભાષણનો પ્રારંભ કર્યા પૂર્વે સર્વ સાધનો સ્વચ્છ અને વ્યવસ્થિત છે કે નહિ તથા પોતાના મગજમાં વિષય બરાબર સંકલિત છે કે નહિ, તે ચોક્કસ રીતે તપાસી જોતો.

ફૅરાડેને પ્રથમાવસ્થામાં જે મુશ્કેલીઓ નડી હતી તે થોડેઘણે અંશે ઉત્તરાવસ્થામાં તેને ઉપયુક્ત અને હિતાવહ થઈ પડી હતી. આથી તે સુજ્ઞાનસંપન્ન અને બુદ્ધિવાન્ બન્યો હતો. જ્યારે તે બાલ્યાવસ્થામાં હતો ત્યારે તેણે એક જીર્ણ શીશાની વિદ્યુત્ બૅટરી બનાવી હતી. કારણ કે તેવી બૅટરી બનાવવા માટે તેની પાસે બીજા પ્રકારનું સાધન નહોતું. આવી દરિદ્રતાને લીધે પાછળથી સાદી ચીજોમાંથી ઉત્તમ સાધનો બનાવવાનો હુન્નર તેના હાથમાં આવી ગયો હતો. અને પોતાની જાતપરજ શ્રદ્ધા રાખવાનો તેનો સ્વભાવ ઘડાઇને પાકો થયો

હતો. તેનાં સાદાં ઓજારો જોઇને મનુષ્યોને અચંબો ઉત્પન્ન થતો અને આવાં સાદાં સાધનો વતી વિજ્ઞાનવિષયક પ્રયોગો કરવાની તેની રીત ઘણી અદ્‌ભૂત હતી. આ પ્રકારના કૌશલ્યમાંજ એક સાર્વજનિક વ્યાખ્યાતા તરિકે તેની શક્તિ અને લોકપ્રિયતાનો મર્મ રહેલો છે. તેની સમજાવવાની શૈલી એવી સરલ હતી કે નાનાં બાળકો પણ વિજ્ઞાનનાં ઉંચાં તત્ત્વો સમજી શકતાં અને વૈજ્ઞાનિક પ્રયોગોમાં રસ લેતાં. હમણાં હમણાં વૈજ્ઞાનિક પ્રયોગો અતિશય મોટા પ્રમાણમાં થવા લાગ્યા છે. તે બહુધા ફેરાડેનેજ આભારી છે. એમ કહીએ તો તેમાં કાંઈ અતિશયોક્તિ નથી.

આ મહાન વિજ્ઞાનશાસ્ત્રીનું જીવન આ પ્રકારે અવિશ્રાંત ઉદ્યોગમાં વ્યતીત થયું હતું. પોતાનાં પ્રિય કાર્યમાં તેણે પોતાના સર્વ બળનો ઉપયોગ કર્યો હતો. છતાં પણ જીવન પર્યંત તે એક ચુસ્ત ઇશ્વરભક્ત રહ્યો હતો.

ફૅરાડેને સરકાર તરફથી પેન્શન આપવામાં આવ્યું અને મહારાણી વિકટોરિયાએ તેને એક મકાન રહેવાને માટે આપ્યું. તેને ઉપાધિ આપવાની માગણી થઇ હતી પરંતુ તેણે પોતાના નામ સાથે કોઇ પણ પ્રકારની ઉપાધિ જોડવાની ધસીને ના પાડી. આ પ્રકારે તેને ઉપાધિને માટે અનેકવાર માગણી કરવામાં આવી હતી, પરંતુ તેણે એક પણ વાર તેનો સ્વીકાર કર્યો નહિ. તેણે સાદા નામ સાથેજ જીવન વ્યતીત કરવાનું પસંદ કર્યું હતું. તે ઇ. સ. ૧૮૬૭ ના ઑગસ્ટની ૨૫ મી તારીખે પોતાની ૭૫ વર્ષની વયે શાંતિથી મરણ પામ્યો. 'લંડન ટાઇમ્સે' તેને વિષે એવા ઉદ્‌ગાર કાઢયા હતા કે "કોઇ પણ મનુષ્ય મહાશય ફૅરાડેના જેવો સ્વાર્થત્યાગી અને લોકપ્રિય થયો નથી. એઓ પ્રમાણિક, નમ્ર અને સરલ હતા અને ઉત્તમ તત્ત્વજ્ઞાની તથા ચુસ્ત ઇશ્વરભક્ત હતા."

## નાવિકો અને પ્રવાસીઓ.

સાંપ્રત સમયમાં મનુષ્યજાતિને પૃથ્વી વિષે જ્ઞાન આપનાર નાવિકોમાં જેમ્સ કુક સૌથી વિશેષ સુપ્રસિદ્ધ છે. એ નાવિક ઇ. સ. ૧૭૨૮ માં યોર્કશાયર પ્રગણાના માર્સ્ટન ગામમાં એક કાદવના ઝુંપડામાં જન્મ્યો હતો. એનો પિતા એક રંક મજુર હતો. તેની બાલ્યાવસ્થા એવા સંયોગોમાં વ્યતીત થઇ હતી કે તેનું ભાવી જીવન સારી સ્થિતિમાં જશે એવી કોઇને પણ આશા નહોતી, તો પછી તે એક સુપ્રસિદ્ધ પુરુષ થશે એવી આશા તો કોણેજ રાખી હોય? પરંતુ તેણે પોતાનાં માતપિતાના તરફથી પ્રમાણિકતા, સરલતા, ઉદ્યોગ અને ખંત એ ગુણોનો વારસો મેળવ્યો હતો. હવે આ ગુણો વિજયની ચાવીજ છે, એની કોણ ના પાડશે? જ્યારે બાળક કુકની વય ૮ વર્ષની થઇ ત્યારે તેના પિતાને બેલીફની નોકરી મળી અને આ સુભાગ્યથી જેમ્સને નિશાળે ભણવા જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. શાળામાં તે લેખનકળા અને ગણિતશાસ્ત્રનાં મૂળતત્ત્વો શીખ્યો. તેર વર્ષની ઉમ્મરે તે સ્ટેથ કસ્બામાં એક સોયદોરા વેચનાર નાના વ્યાપારીને ત્યાં નોકરીએ રહ્યો. પરંતુ તેની દૃષ્ટિ સદૈવ સન્મુખ આવેલા સમુદ્રપર ચોંટી રહેતી. જ્યારે નાવિકો તેને ત્યાં કાંઈ માલ ખરીદવાને આવતા ત્યારે તે ઘણીવાર સુધી તેમની સાથે વાર્તાલાપ કરતો. સોયદોરા વેચવામાં તેનું ચિત્ત કાંઇ ચોંટતું નહિ. તેના શેઠે તેની બેદરકારી જોઇને તેને રજા આપી. ત્યાંથી છૂટો થઇને જેમ્સ કુક એકદમ વ્હિટબી ગયો અને ત્યાં કેટલાક કોલસાના વ્યાપારીને ત્યાં સાત વર્ષ રહેવાની સરતે બંધાયો. અહીંઆં તેણે ઉદ્યોગપૂર્વક કામ કર્યું. ૧૭૯૩ માં જ્યારે ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે વિગ્રહ ચાલતો હતો ત્યારે થોડો વિચાર કર્યા પછી તરતજ તેણે શહેનશાહી નૌકાખાતામાં નોકરીએ રહેવાની માગણી કરી. જે વહાણમાં તે નોકરીએ રહ્યો તેનો કૅપ્ટન સર

હ્યુ પૅલીસર હતો. આ મહા પુરૂષે કુકની શક્તિ અને ખંતની પરીક્ષા થોડાજ વખતમાં કરી લીધી અને તેને મર્ક્યુરીનો કેપ્ટન નીમવામાં આવ્યો. આ વહાણને કવેબેકનો ઘેરો ચાલતો હતો ત્યાં મોકલવામાં આવ્યું. પોતાના દેશની સેવા કરવાનો પ્રથમ પ્રસંગ આ વખતે કુકને પ્રાપ્ત થયો.

જનરલ વુલ્ફને સેંટ લોરેન્સની નદીમાં એવો હુશીઆર ખલાસી જોઇતો હતો કે જે આ યુદ્ધના બારિક પ્રસંગે તેને ઉપયુક્ત થઈ શકે. જેમ્સ કુકે આ કાર્ય માથે લીધું અને ત્યાં તેણે ઘણી ઉત્તમ સેવા બજાવી. આ વખત સુધી પેન્સીલ કેમ પકડવી તે પણ તે બરાબર જાણતો નહોતો, તો પછી ચિત્ર કેમ આલેખવું તેનું જ્ઞાન તો તેને ક્યાંથીજ હોય ? પરંતુ આ ઉત્સાહી માણસે હવે તેનો અભ્યાસ કરવા માંડયો અને પોતાના ધંધાને જે અતિ આવશ્યક જ્ઞાન તે તેણે પ્રાપ્ત કરી લીધું. તેની પાસે માત્ર થોડાંક પુસ્તકો હતાં. પરંતુ જે થોડાં પુસ્તકો તેની કને હતાં તેનો તેણે પૂરેપૂરો અભ્યાસ કરી લીધો. વળી તેણે ભૂમિતિ અને ખગોળવિદ્યાનો પણ અભ્યાસ કર્યો. પછી તેણે ન્યુ ફાઉન્ડલેન્ડ અને લૅબ્રેડોરની માપણીનું કાર્ય માથે લીધું. આ ઉભય દ્વીપોના કિનારા અને અંતર્ભાગ તેને માપવાના હતા. આ વખતે કુકે પોતાના ખગોળવિદ્યા સંબંધી જ્ઞાનનો ઉપયોગ કર્યો અને "ન્યુ ફાઉન્ડલૅંડમાં સૂર્યગ્રહણ" એ વિષય ઉપર એક લેખ પ્રસિદ્ધ કર્યો. આથી તે એક સમર્થ ગણિતવેત્તા અને ખગોળવેત્તા તરિકે પસિદ્ધ થયો.

કુકને અસાધારણ વિજય મળ્યો. કેટલાક માણસો કહેશે કે કુકને બુદ્ધિના પ્રતાપથી વિજય મળ્યો હતો, પરંતુ અમે કહીશું કે તેને ઉદ્યોગ અને ખંતથી વિજયપ્રાપ્તિ થઈ તે હતી.

૧૭૬૮ ની સાલમાં લૅફ્ટેનન્ટ કુકને સરકારી નૌકાખાતા તરફથી દક્ષિણ મહાસાગરમાં શોધ કરવાને અને શુક્રના ગ્રહને સૂર્ય અને

પૃથ્વીની વચ્ચેની સીધી રેષામાંથી પસાર થઇ જતો જોઇને તેની નોંધ લેવાને માટે નિયુક્ત કરવામાં આવ્યો. દક્ષિણ મહાસાગરમાં તેણે કેટલાક દ્વીપો શોધી કાઢ્યા, અને ટાહિટી દ્વીપમાં શુક્રના ગ્રહની નોંધ લીધી. આ દ્વીપોના રહેવાસીઓ પ્રથમ નમ્ર અને ભાવિક જણાયા, પરંતુ પાછળથી તેઓ તેના વહાણમાંથી નાનાં મોટાં ઓજારો ચોરી જતા. ટાહિટીમાં ત્રણ માસ રહ્યા પછી તેણે અન્ય દ્વીપોની મુલાકાત લીધી. કેટલાક લોકો એમ ધારતા હતા કે હજી પણ દક્ષિણમાં એક ખંડ હતો, તેથી કુક આ ખંડની શોધ કરવાને આગળ વધ્યો. ખંડ તો તેને જડયો નહિ, પરંતુ તે ન્યુઝીલાંડમાં આવી પહોંચ્યો. આ દ્વીપના લોકો તેની સામા થયા અને તેની સાથે યુદ્ધ કર્યું. પછી તેણે વાન-ડાયમૅન્સલેન્ડ અને ઓસ્ટ્રેલીઆ ખંડની શોધ કરી. ત્યાર પછી કુકે એમ નિશ્ચયપૂર્વક જણાવ્યું કે ન્યુગીની એ એક દ્વીપ છે, એ કાંઈ ઓસ્ટ્રેલીઆ ખંડનો વિભાગ નથી.

તેના હાથ નીચેના નાવિકોની રોગિષ્ટ અવસ્થા અને વહાણની જીર્ણાવસ્થાને લીધે તેને પાછા ફરવું પડયું. આ અરસામાં તેનાં ત્રીસ માણસો મરી ગયાં હતાં, આથી તેનું ધ્યાન આરોગ્યવર્ધક અને આરોગ્ય-સંરક્ષક વિષયો પ્રતિ ખેંચાયું. તેણે નાવિકોને માટે આહાર, વસ્ત્ર અને વર્તનના જે નિયમો બાંધ્યા હતા તે તેની શોધના જેટલાજ જગતને ઉપયુક્ત છે. તે કેપ ઓફ ગુડહોપ થઈને ત્રણ વર્ષે ઇંગ્લાંડ ગયો અને આ રીતે તેણે પૂર્વથી પશ્ચિમ પૃથ્વીની આસપાસ મુસાફરી કરી.

ત્યાર પછી તે " રેઝોલ્યુશન " વ્હાણમાં સ્વાર થયો અને પોતાની સાથે " એડવેન્ચર " નામનું જહાજ પણ લઇ લીધું. આ પ્રવાસ કરવાનો હેતુ પણ દક્ષિણ મહાસાગરના અજ્ઞાત દ્વીપો તથા ખંડ શોધી કાઢવાનોજ હતો. પરંતુ જે વિઘ્નોથી ઉત્તર અને દક્ષિણ ધ્રુવો જગતને અપરિચિત રહ્યા છે તેજ વિઘ્નો તેમને પણ નડયાં. આ પ્રવાસીઓને

બરફના પ્રચંડ પર્વતો પાણીમાં તરતાં જણાતા અને તે તેમને ઘડીએ ને પળે જોખમની બ્હીક બતાવતા. અને ઠંડી તો એટલી પડતી કે તેથી વહાણુપરનાં પશુઓ મરી જતાં. કૅપ્ટન કુકે ત્રણ વખત પ્રત્યન કર્યા પરંતુ તે નિષ્ફળ ગયા. પછી તે ન્યુઝીલાંડ અને સોસાયટી દ્વીપોમાં ગયો.

ત્રણ વર્ષની ગેરહાજરી પછી કૅપ્ટન કુક પોતાના દેશવાસીઓનો ધન્યવાદ પ્રાપ્ત કરવાને પોતાના દેશમાં પાછો ફર્યો. તેને રૉયલ સોસાયટીનો સભ્ય નીમવામાં આવ્યો. અને તેને એક સોનાનો ચાંદ આપવામાં આવ્યો. પછી તેણે દુનિયાની આસપાસ બીજી વાર પ્રવાસ કર્યો તેનું વૃત્તાન્ત પ્રસિદ્ધ કર્યું.

આ વખતે વિજ્ઞાનવેત્તાઓમાં એક અતિ મહત્વનો પ્રશ્ન ચર્ચાતો હતો. આ પ્રશ્ન એ હતો કે ચીન અને જાપાન કેપ ઓફ ગુડહોપના લાંબા અને કંટાળા ભરેલા માર્ગે થઇને જવું પડે છે, માટે તેને બદલે ઉત્તર તરફ એકાદ ટુંકો સુલભ માર્ગ ન જડી શકે ? આ માર્ગ શોધી કાઢવાનું સાહસિક કાર્ય કૅપ્ટન કુકને સોંપવામાં આવ્યું. આ મહાભારત કાર્ય માથે લઇને તે ૧૭૭૬ ના જુલાઈ માસમાં પ્રવાસે નીકળ્યો. સત્તર માસના અરસામાં તેણે બીજા દ્વીપો શોધી કાઢયા અને વહાણમાં ખોરાક પાણી વિગેરે આવશ્યક પદાર્થો ભરી લીધા. ત્યારપછી તેણે સૅન્ડવિચ દ્વીપ દક્ષિણમાં મુકી દીધો અને અમેરિકાખંડના વાયવ્ય કિનારા પ્રતિ પોતાનું વહાણ હંકાર્યું. માર્ગમાં તેણે ઘણી શોધો કરી, પરંતુ જે માર્ગની શોધ કરવાને તે નીકળ્યો હતો તે માર્ગ તેને હાથ લાગ્યો નહિ. આથી તેણે પોતાનાં વહાણ પાછાં ફેરવ્યાં અને તે સેન્ડવિચ દ્વીપમાં ગયો. અહિંઆંથી તેણે પુનઃ પોતાનું શોધ કરવાનું કાર્ય શરૂ કર્યું.

૧૭૭૮ ના નવેમ્બરની ૩૦ મી તારિખે કૅપ્ટન કુકે ઓહાઈહી અથવા હવાઇ દ્વીપ શોધી કાઢયો. આજ દ્વીપમાં પાછળથી કૅપ્ટન કુકનું મૃત્યુ થયું હતું. આ દ્વીપમાં તેને જે આવકાર મળ્યો તેથી તે

અતિ આલ્હાદિત થયો. જ્યારે કૅપ્ટન કુકે આ દ્વીપ પરથી પોતાનો મુકામ ઉઠાવ્યો ત્યારે ત્યાંના રહેવાસીઓ બહારથી અતિ શોકાકુળ દેખાયા. તે પોતાનાં વ્હાણ હંકારીને ગયો તો ખરો, પરંતુ એક તોફાન થઇ આવવાથી તેનાં વહાણ પાછાં તે દ્વીપના કિનારા તરફ ધસડાઈ આવ્યાં. આ વખતે પણ ત્યાં દેશીઓએ તેનો સારો આદરસત્કાર કર્યો. પરંતુ આ દ્વીપના રહેવાસીઓનો ચોરી કરવાનો સ્વભાવ હતો. બે દિવસ સુધી તેમાંના કેટલાક જણ એક વહાણમાંથી કાંઈક ઓજારો લઇ ગયા. આ ઓજારો પાછાં મેળવવાનો પ્રયત્ન કરતાં કિનારાપર એક મોટો વિગ્રહ થયો.

આ વિગ્રહ શાંત પાડવાનો પ્રયત્ન કરવા જતાં કૅપ્ટન કુકનો દેહ પડયો. તે દ્વીપના એક માણસે આવીને કેપ્ટન કુકને પાછળથી કટાર ઘોંચી દીધી. આથી તે પાણીમાં ઉંધો પડયો અને મરણ પામ્યો. આ શોકમય બનાવ ૧૭૭૯ ના ફેબ્રુઆરી માસની ૧૪ મી તારીખે બન્યો. આ ખબર જ્યારે યુરોપમાં પહોંચી ત્યારે માત્ર ઈંગ્લાંડમાં જ નહિ પરંતુ સમસ્ત યુરોપખંડમાં એક સરખો શોક વ્યાપી રહ્યો. ૅપ્ટન કુકના મરણને માટે સાર્વજનિક સંસ્થાઓ અને સ્વતંત્ર વ્યક્તિઓ તરફથી ઘણો ખેદ પ્રદર્શિત કરવામાં આવ્યો.

કુકે અસ્ખલિત શ્રમથી માનવજાતિના ઉત્તમોત્તમ ગુરુઓ અને કલ્યાણ કર્તાઓનું સ્થાન લીધું છે. આજ માત્ર સત્ય આનંદ છે. મનુષ્યને પ્રાપ્ત કરવા યોગ્ય આજ વસ્તુ છે. સર્વ શ્રમ, અભ્યાસ, અને સત્પ્રવૃત્તિનું તૃપ્તિકારક ફળ માત્ર એજ છે.

આફ્રિકા ખંડમાં પ્રવાસ કરનાર મંગોપાર્ક સ્કૉટલાંડના દક્ષિણ ભાગમાં એક ખેડુતને ત્યાં ૧૭૭૧ ની સાલમાં જન્મ્યો હતો. એક શાળામાં દાખલ થઈ, થોડી ઘણી કેળવણી લઇ, વૈદ્યના ધંધાપર વધુ પ્રીતિ હોવાથી તે ૧૫ વર્ષની વયે ટૉમ્સ ઍન્ડર્સન નામના વૈદ્યને ત્યાં

ઉમેદવાર રહ્યો. ત્રણ વર્ષમાં તેણે થોડુંક વૈદ્યક સંબંધી જ્ઞાન પ્રાપ્ત કર્યું, પરંતુ આ અરસામાં એડીનબરો વિશ્વવિદ્યાલયમાં દાખલ થવાના હેતુથી તેણે પોતાનો વિદ્યાભ્યાસ ચાલુજ રાખ્યો હતો. આ વિશ્વવિદ્યાલયમાં દાખલ થઈ તે ત્રણ વર્ષ પછી વૈદકની પરીક્ષામાં પાસ થયો. ૧૭૯૩ ની સાલમાં તેને વુર્સ્ટર નામના વહાણમાં સહાયક વૈદ્યની જગ્યા મળી. તેણે મલાઈ દ્વીપો આગળ કેટલીક નવીન જાતની માછલીઓ શોધી કાઢી તેથી તેનું નામ અતિ પ્રસિદ્ધ થઈ ગયું. અને તેથી જ્યારે તેણે આફ્રિકા ખંડમાં શોધ કરવા માટે પોતાને નિમવા માગણી કરી ત્યારે તેની માગણી ખુશીથી સ્વીકારવામાં આવી.

આ વખતે પાર્કની વય ૨૪ વર્ષની હતી. તે ઉંચો, કદાવર, મહેનતુ અને આશાન્વિત હતો. નાઇગર નદીનું મૂળ શોધી કાઢવાનો તેણે નિશ્ચય કર્યો. પશ્ચિમ આફ્રિકામાં આવેલા ગૅમ્બીઆ નામના સ્થળે તે પ્રથમ ગયો, અને ત્યાં કેટલાક માસ પર્યંત થોભીને મૅન્ડીન્ગો ભાષા શીખી લીધી. આથી તેને દુભાષીઆની આવશ્યકતા રહી નહિ. વળી તેણે આ પ્રદેશના આંતર્ ભાગની પણ બને તેટલી સર્વ હકીકત મેળવી લીધી.

૧૭૯૫ ના ડીસેમ્બરની ૩ જી તારીખે બે સીધીઓને લઇને તે નીકળ્યો. આ બેમાંનો એક અંગ્રેજી ભાષા બોલી શકતો હતો. તેનાં વસ્ત્રો, ઓજારો, તથા ખોરાક ખરીદવાને માટે તંબાકુ વગેરે સર્વ વસ્તુઓ ચાર ગધેડાંપર લાદી. જે દેશમાંથી તેને જવાનું હતું તે દેશમાં ભિન્ન ભિન્ન સરદારો રાજ્ય કરતા હતા, અને તેમાંનો પ્રત્યેક પોતાના રાજ્યમાંથી પસાર થનારા દરેક માણસ પાસેથી દાણ લેતો હતો. આ આફ્રિકન લોકો મંગોપાર્કને ઘણો શ્રીમંત ધારતા હતા. પોતાનો દેશ છોડીને કોઈ પણ માણસ દ્રવ્ય કમાવા શિવાય બીજા હેતુથી આટલે દૂર આવે એમ તે લોકો માનતા નહિ. પાર્કે અરજ કરી કે

હું રંક છું, હું કાંઇ વ્યાપારી નથી, તો મારી પાસેથી દાણ લેવું ઘટિત નથી, પરંતુ તેની સર્વ પ્રાર્થના વ્યર્થ ગઈ. તે કાર્ય નામના સ્થળે પહોંચ્યો ત્યારે તેની સર્વ વસ્તુઓ લૂંટી લેવામાં આવી.

પાર્ક જ્યાં સુધી સીધી લોકોની સાથે હતો ત્યાં સુધી એકંદર તેને કોઇએ ઈજા કરી નહોતી. પરંતુ જ્યારે તે મૂરલોકોના પ્રદેશમાં ગયો ત્યારે તેનાપર દુઃખનાં વાદળ ઘેરાવા લાગ્યાં. આ મૂરલોકો મુસલમાની ધર્મ પાળે છે. ડીના નામના સ્થળે જે ઝુંપડીમાં તે ઉતર્યો હતો તેની ચારે તરફ લોકોનું એક મોટું ટોળું ફરી વળ્યું. આ લોકો મોટેથી બુમ પાડતા હતા અને ફાવે તેવી ગાળો ભાંડતા હતા તથા તેનાપર થુંકતા હતા. આમ કરવામાં તેમનો હેતુ એ હતો કે પાર્ક જો જરા પણ ઉશ્કેરાય અને તેમની સાથે ગુસ્સે થઇને બોલે વા લડવાને સામો થાય તો તેનો સર્વ સામાન લૂંટી લેવો. આ રીતે તેઓ માત્ર સામાન લૂંટી લેવાનું બહાનુંજ શોધતા હતા. પરંતુ મંગોપાર્ક તો શાંતજ રહ્યો. તે છતાં પણ તે લોકોએ તેની પ્રત્યેક વસ્તુ લૂંટી લીધી. આ મુરલોકોના પ્રદેશમાં પણ તેને કેટલેક સ્થળે આદરસત્કાર મળ્યો હતો.

એક ગામમાં તેને કોઈ આશ્રય આપતું નહોતું. તે આખો દિવસ એક વૃક્ષને છાંયડે બેસી રહ્યો. પછી પવન જોરથી ફુંકાવા લાગ્યો અને વરસાદ પડવા લાગ્યો. રાત્રિ કેમ જશે તેની તેને ચિંતા થવા લાગી. જેમ જેમ અંધારૂં વધવા લાગ્યું તેમ તેમ તેને જોવાને માટે તેની આસપાસ ઉભેલા લોકો વિખરાવા લાગ્યા અને અંતે તે એકલો પોતાના ઘોડા સાથે વૃક્ષ નીચે રહ્યો. એવામાં ખેતરમાંથી મજુરી કરીને એક સ્ત્રી આવી. તેણે તેને જોઇને “ ચાકી નિરાશ થઇને અહીંઆં શા માટે બેસી રહ્યો છે ? ” એમ પૂછ્યું. તેણે પોતાની હકિકત તેને કહી તો તરતજ તે સ્ત્રી તેને પોતાને ઘેર તેડી ગઇ. તેણે દીવો સળ-

ગાવ્યો અને મંગોપાર્કને સુવાને માટે એક સાદડી પાથરી આપી. પછી થોડીવારમાં તેણે તેને થોડો ખોરાક રાંધી આપ્યો. આ ભોજન કરીને મંગોપાર્ક આનંદથી સુતો અને તે ઘરની સ્ત્રીઓ રૂ કાંતવા લાગી. ઘણી મોડી રાત સુધી રૂ કાંતતાં કાંતતાં એક સ્ત્રી ગીત ગાતી હતી અને બીજી સ્ત્રીઓ ઝીલતી હતી. આ ગીત ઘણું માધુર્યમય અને સુંદર હતું. તેનો અર્થ નીચે પ્રમાણે છેઃ—

" સમિર તોફાનસહ વૃષ્ટિની થઇ ઝડી,
માનવી આવિયો ગૌર દેહી;
અયિ માનવી આવિયો ગૌર દેહી.
શુદ્ધિહીણો પરિશ્રમ પરિહાર કરવા,
જઈ વૃક્ષની હેઠ બેઠો;
અયિ, હાં! જઈ વૃક્ષની હેઠ બેઠો.
દુગ્ધ પાવા નથી માત તેને અરે!
પત્નિ તેને નથી અન્ન દળવા;
અયિ! પત્નિ તેને નથી અન્ન દળવા.
પ્રેમ કરુણા કરી દુઃખ લો સૌ હરી,
આપણે ગૌર એ માનવીનું;
અયિ, આપણે ગૌર એ માનવીનું.
દુગ્ધ પાવા નથી માત તેને અરે!
પત્નિ તેને નથી અન્ન દળવા;
અયિ! પત્નિ તેને નથી અન્ન દળવા.

આ ગીત ઘણી વાર સુધી ગાઇને પછી મંગો પાર્કને માટે તેમણે સારી શય્યા પાથરી. મંગોપાર્કને દિવસે ઘણો પરિશ્રમ થયો હતો. એથી તે ઘસઘસાટ નિદ્રામાં પડયો હોત પરંતુ તેનું ચિત્ત અસ્વસ્થ હતું; તેણે આખી રાત ભૂત અને ભવિષ્યના વિચારમાં ગાળી નાંખી.

આ સાદા રંક લોકોએ તેનાપર જે ઉપકાર કર્યો હતો તેથી તેમને વિષે તેને ઘણો આદર ભાવ ઉત્પન્ન થયો. બીજે દિવસે જ્યારે તે ત્યાંથી જવા નીકળ્યો ત્યારે તેણે પેલી ભલી બાઇને પારિતોષિક તરીકે બે બટનો આપ્યાં.

તે ત્યાંથી થોડેક દૂર ગયો હશે એવામાં મૅન્ડીન્ગોઝ લોકોએ તેનાપર હલ્લો કર્યો. મંગોપાર્કની પાસે જે જે ચીજ હતી તે સર્વે તેમણે લૂંટી લીધી. પ્રથમ તો તેમણે તેને તદ્દન નગ્ન કરી દીધો, પરંતુ તેનાં કપડાં તપાસી જોતાં તે ઉંચકવાં પણ મોઘાં પડે એવાં લાગવાથી તેમાંનું એક ફાટેલું ખમીસ, બે ઇજાર અને તેની ટોપી એટલી વસ્તુઓ તેને પાછી આપી. આ ટોપીની અંદર તેની નોંધપોથી હતી, તે પણ તેને પાછી મળી.

હવે તે ઘોર જંગલમાં આવી પડ્યો. આ સ્થળે નહોતો તેની પાસે ખોરાક કે નહોતું તેની પાસે પાણી; તેમજ નહોતો તેની પાસે ઘોડો કે નહોનાં તેની પાસે માણસો, જંગલી પશુઓ અને તેના કરતાં પણ વધારે જંગલી માણસોની વચ્ચે તે માત્ર એકલોજ સભ્ય માણસ હતો. યુરોપીઅનોનો નિવાસ તે સ્થળેથી ૫૦૦ કરતાં વધારે માઇલને અંતરે હતો. હવે પ્રથમજ તેની હામ છૂટવા લાગી. આ જંગલી ભૂમિમાં તેને લાગ્યું કે હવે મારો અંત નિકટ છે. તે છતાં પણ ધાર્મિક વૃત્તિથી જાગૃતિ થતાં તેને પુનઃ હિમ્મત આવી. તે જણાવે છે કે "મેં વિચાર કર્યો કે કોઈ પણ માનવીના બુદ્ધિ ચાતુર્યથી મારૂં સાંપ્રત સંકટ ફેડાય તેમ નથી. ખરેખર હું એક અજાણી ભૂમિમાં અજ્ઞાન પુરુષ હતો, તોપણ તે મહા પ્રભુની સર્વવ્યાપક દૃષ્ટિ મારાપર હતી અને અવશ્ય તે મારૂં સંરક્ષણ કરશેજ; કારણ કે ઈશ્વર નિરાધારનો આધાર છે. આ વખતે જોકે મને ભયંકર વિચારો આવતા હતા તોપણ તે એકાંત જંગલમાં એક નાનો લીલોછમ

છોડ મારી દ્રષ્ટિએ પડયો. આહા ! તે છોડની સુંદરતાનું કોણ વર્ણન કરી શકે ? તે હજી વધ્યોજ જતો હતો. તે ઘણો મોટો નહોતો તોપણ તેનામાં અદ્દભુત સૌંદર્ય હતું. આ છોડને જોઇને મને વિચાર આવ્યો કે જે શક્તિએ આ એકાંત જંગલમાં આ છોડને ઉત્પન્ન કર્યો અને પાણી સિંચીને મોટો કર્યો—અરે આ વિસાત વગરની વસ્તુપર જેણે આટલું બધું ધ્યાન આપ્યું તે શું પોતાના જ આત્મારૂપ મનુષ્યનાં સંકટો અને સ્થિતિ પ્રતિ દુર્લક્ષ્ય કરશે ? કદિ પણ નહિ. આવા વિચારોથી મારી નિરાશાનો નાશ થયો. હુ ઉઠીને ઉભો થયો અને ક્ષુધા અને બીકને ન ગણકારીને આગળ વધ્યો. હવે મને નિશ્ચય થયો કે અલ્પ સમયમાં મારો ઉદ્ધાર થશે અને ખરેખર મારી એ આશા સફળ થઈ." અલ્પકાળમાં તેણે અગાઉ જે બે ભરવાડો પોતાની સાથે ચાલતા હતા અને હમણાં દૂર નીકળી ગયા હતા તેને પકડી પાડ્યા અને તેમની સાથે પ્રવાસ કર્યો.

ત્યાર પછી એક કાફલાની સાથે સાથે પ્રવાસ કરી મંગોપાર્ક કિનારે પહોંચ્યો. તેણે આફ્રિકાના અંતર્ભાગમાં બરાબર ૧૯ માસ પ્રવાસ કર્યો હતો અને ૧૭૯૭ ના જુન માસમાં તે કિનારે આવી પહોંચ્યો. તેણે ઈંગ્લાંડમાં આવી પોતાના પ્રવાસ વિષે એક ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. અલ્પ સમયમાં આ ગ્રંથ અત્યંત લોકપ્રિય થઈ પડયો હતો. તે ડૉ. ઍન્ડર્સનની કન્યા સાથે પરણ્યો અને પોતાની જન્મભૂમિમાં વૈદ્ય તરિકે ધંધો કરવા લાગ્યો. તોપણ હજી આફ્રિકા ખંડમાં શોધ કરવાની તેને આકાંક્ષા રહી હતી. ૧૮૦૫ ની સાલમાં સરકારી ખરચે તેને આફ્રિકા ખંડમાં મોકલી આપવામાં આવ્યો. આ વખતે તેણે પોતાની સાથે ૪૫ માણસો લીધાં. તેમાં ૩૬ તો સૈનિકો હતા. પરંતુ જ્યારે નાઇગર નદીની પાસે પહોંચ્યો ત્યારે તેની પાસે માત્ર સાતજ માણસ રહ્યાં, તે પોતાની સાથે ચાર યુરોપીઅનોને લઇને એક જીર્ણ નાવડીમાં

બેસીને નાઇગર નદીના પ્રવાસે નીકળ્યો. અનેક વિઘ્નો અને કષ્ટો સહન કરીને તે સર્વે બુસા આગળ આવી પહોંચ્યા. આ સ્થળે પેલી જીર્ણ નાવડી એક ખડક પાસે અટકી પડી અને ત્યાંના રહેવાસીઓએ તેમનાપર હલ્લો કર્યો. તેઓ નાસવાનો પ્રયત્ન કરવા લાગ્યા પણ તેમનાં શત્રુઓએ તેમને નદીમાં ડુબાવી માર્યા. પાર્કના બીજા પ્રવાસની નોંધ લંડનમાં ૧૮૧૫ માં પ્રસિદ્ધ થઈ. પાર્કની પત્નીને સરકાર તરફથી જીવનપર્યંત પેન્શન મળ્યું. તેની પત્ની ૧૮૪૦ માં મરણ પામી.

જોસફ ટોમસન નામનો વિદ્વાન લખે છે કે "પ્રચંડ વિઘ્નો અને ભયંકર સંકટો સહન કરનાર અને જીવનકલહમાં વિજયવંત થઇ મહાન પુરુષ જેવા સદ્‌ગુણ ધરાવનાર વ્યક્તિ તરિકે મંગોપાર્ક એક અદ્વિતીય પુરુષ છે."

---

## વિદ્વાન મોચીઓ.

જોસફ પેન્ડ્રેલે શાળામાં અંગ્રેજી ભાષા વાંચવા લખવાનું સાધારણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને તેના પિતાએ તેને બાલ્યાવસ્થામાંજ એક મોચીને ત્યાં ઉમેદવાર રાખ્યો હતો. આ ધંધો તેણે પોતાના જીવન પર્યંત કર્યો હતો. તે જ્યારે બાળક હતો ત્યારે તેને પુસ્તકો વાંચવાનો મોટો શોખ હતો. તે એક વખત એક બુકસેલરની દુકાને ઉભો હતો, તેવામાં તેની દ્રષ્ટિએ એક ગણિત શાસ્ત્રનો ગ્રંથ પડયો. આ ગ્રંથપર તેની કિમ્મત ૨ રૂપીઆ લખેલી હતી. આ પુસ્તક તેણે ખરીદી લીધું અને અવકાશને સમયે તેને વાંચવા માંડયું. આ પુસ્તકનો તેણે અભ્યાસ કર્યો. આ પુસ્તકના અંતિમ ભાગમાં ઉચ્ચ ગણિત શાસ્ત્ર વિષે ઇસારો કરવામાં આવ્યો હતો. આથી તેને ઉચ્ચ ગણિત શાસ્ત્રનાં પુસ્તકો ખરીદવાનો ઉત્સાહ આવ્યો અને તે તે પુસ્તકો ખરીદી તેનો અભ્યાસ કરી તેમાં પાર પડયો. જ્યારે તે એક પ્રવાસી મોચી તરીકે ભ્રમણ કરતો હતો ત્યારે તેણે પુસ્તકો ખરીદવાને માટે બને તેટલા દ્રવ્યનો સંચય કર્યો હતો. હવે તેને જણાયું કે પોતાના પ્રિય વિષયપર ફ્રેંચ ભાષાના વિદ્વાનોએ તે ભાષામાં ઘણા ઉત્તમ ગ્રંથો લખ્યા છે. આથી તેણે તે ભાષાનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. તેણે પ્રથમ તો તે ભાષાનું એક વ્યાકરણ ખરીદ્યું, એક પાઠમાળા ખરીદી, અને એક કોશ ખરીદ્યો. અને જ્યાં સુધી તે ફ્રેંચ લેખકોના લેખો સહજ વાંચી શકે ત્યાં સુધી તેણે ખંતપૂર્વક અભ્યાસ ચાલુ રાખ્યો. આજ રીતે તેણે ગ્રીક અને લૅટિન ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. તેમાં તેણે ગ્રીક ભાષામાં તો ઘણીજ પ્રવીણતા મેળવી. તેણે પ્રાચીન ગ્રંથોનો મોટો સંગ્રહ એકત્રિત કર્યો. આમાંનાં ઘણાં પુસ્તકો તો તેણે સાર્વજનિક હરાજીમાંથી ખરીદી લીધાં હતાં. આ વખતે પેટર્સન નામનો એક સુપ્રસિદ્ધ હરાજી કરનાર હતો. તે પુસ્તકોનીજ હરાજી કરતો હતો. તેને ત્યાં ઘણા વિદ્વાનો પુસ્તક

ખરીદવાને જતા હતા, પરંતુ પેન્ડ્રેલે તેમની સાથે પરિચય કરવાનો લેશ પણ પ્રયત્ન કર્યો નહિ. વિરુદ્ધપક્ષે તે જાહેરમાં આવવાનું પસંદ કરતો નહોતો. પ્રખ્યાત વિદ્વાન લોથની સાથે તે સ્થળે તેને ઘણીવાર મુલાકાત થઇ હતી. અને તે તેની સાથે હરાજી શરૂ થયા પહેલાં ઘણીવાર વાર્તાલાપ કરતો હતો. પરંતુ તે હરાજીમાંથી પુસ્તક ખરીદતો ત્યારે કોઇને પોતાનું નામ જાણવા દેતો નહિ. એક દિવસ લોથ તેના વાર્તાલાપથી તેનાપર ઘણો પ્રસન્ન થયો અને પૅટર્સનને પૂછ્યું કે આ માણસ કોણ છે? આથી પૅટર્સને તેનું નામ પૂછ્યું અને તેનાપર પ્રસન્ન થયેલો માણસ કોણ હતો તે સાથે સાથે જણાવી દીધું, પરંતુ તે ગરીબ મોચીએ શરમાઇને પોતાનું નામ જણાવ્યું નહિ. જો તેણે તે પ્રસંગે પોતાનું નામ જણાવ્યું હોત તો કદાચ તેને રંકતામાંથી સારી સ્થિતિમાં આવવાનો યોગ મળત. ગણિત શાસ્ત્ર વિષેનું પેન્ડ્રેલનું જ્ઞાન વિશાળ અને ઉંડું હતું, તેમજ નૌકાશાસ્ત્ર, ખગોળવિદ્યા અને પ્રાકૃતિક તત્ત્વજ્ઞાનની સર્વ શાખાઓનું ઉત્તમ જ્ઞાન તેને હતું. વળી તેને કાવ્યશાસ્ત્રનું પણ જ્ઞાન હતું, ઉત્તમોત્તમ ગ્રંથકારોનાં પુસ્તકોનું તેણે પરિશીલન કર્યું હતું. તેના મૃત્યુ પૂર્વેનાં ઘણાં વર્ષો તેણે લંડનમાં માંચેસ્ટર સ્કવેરમાં ગાળ્યાં હતાં અને ૭૫ વર્ષની વયે મરણ પામ્યો હતો.

વિલિયમ ગીફર્ડ ૧૭૫૫ ની સાલમાં જન્મ્યો હતો. તેની જન્મભૂમિ ડેવનશાયર પ્રગણાનું ઍશબર્ટન ગામ હતું. તેનો પિતા જો કે માનવંત કુળનો હતો તોપણ તેણે પોતાના ઉડાઉ સ્વભાવથી પોતાની સઘળી મિલ્કત તારાજ કરી હતી. તેનું લગ્ન થયા પછી પણ તે ઘેરથી નાશી જઈને એક વ્હાણમાં નોકરીએ રહ્યો હતો, અને ત્યાં આઠ નવ વર્ષ પર્યંત નોકરી કરી હતી. તે ઘેર આવ્યો ત્યારે તેને પારિતોષિક તરીકે મળેલા સો પૌંડ લેતો આવ્યો હતો. પછી તેણે કાચ જડી આપવાનો ધંધો કરી નિર્વાહ ચલાવ્યો. તેણે પ્રથમ તે

ધંધામાં ઉમેદવારી કરી હતી, તેથી તે ધંધો ચલાવતાં તેને મુશ્કેલી નડી નહિ. પરંતુ તે ચાલીસ વર્ષની વયનો થયા પૂર્વે મરણને શરણ થયો. તે બે સંતાન અને પોતાની પત્નીને પોતાની પાછળ મૂકી ગયો. તેની સ્ત્રીને નિર્વાહનાં સાધન કાંઇ હતાં નહિ. અને પોતાના પતિનો ધંધો તેને આવડતો નહોતો એટલે તે શી રીતે ચલાવી શકે ? તે પણ એક વર્ષ પછી તેની પાછળ મરણ પામી. ગીફર્ડ લખે છે કે " જ્યારે મારી માતા મૃત્યુ પામી ત્યારે હું પુરાં તેર વર્ષનો પણ નહોતો, અને મારો ભાઇ તો ભાગ્યેજ બે વર્ષનો પણ હશે અને અમારે ઉભય બંધુઓને આ જગતમાં કોઇ આપ્ત પણ નહોતું અને મિત્ર પણ નહોતો."

હવે તેને કાર્લાઇલ નામનો એક માણસ પોતાને ઘેર લઈ ગયો. જ્યારે ગીફર્ડની માતા મૃત્યુવશ થઈ ત્યારે તેના ઘરમાં જે કાંઈ બચ્યું હતું તે સર્વ આ કાર્લાઇલ 'અગાઉ પૈસા ધીર્યા હતા' એવું બહાનું કરીને લઈ ગયો હતો. આ માણસના ઘરમાં ગયા પૂર્વે ગીફર્ડ લખતાં વાંચતાં શીખ્યો હતો અને તેને થોડે અંશે ગણિતશાસ્ત્ર પણ આવડતું હતું. આ માણસે તેને પુનઃ શાળામાં મૂક્યો. આ શાળામાં તેણે ગણિતશાસ્ત્રમાં સારી ગતિ કરી. પરંતુ ત્રણ માસની મુદતમાં તો કાર્લાઇલ ફીના પૈસા ભરતાં કંટાળી ગયો અને તેણે તેને હળ હાંકતાં શીખવવાના ઉદ્દેશથી નિશાળેથી ઉઠાડી લીધો. પરંતુ ગીફર્ડની છાતીમાં થોડાંક વર્ષ પહેલાં કાંઈ ઇજા થઈ હતી તેથી તે કાર્યને માટે તે નાલાયક ઠર્યો. આથી કાર્લાઇલને પ્રસ્તુત યોજના છોડી દેવી પડી. ત્યાર પછી કાર્લાઇલે ગીફર્ડને એક માછલાં પકડનારા વહાણપર મોકલવાનો નિશ્ચય કર્યો પણ ગીફર્ડે એ કાર્ય વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો તેથી તે નિશ્ચય પડતો મૂકવામાં આવ્યો. તોપણ ગીફર્ડે જો બીજાં સાદાં વહાણમાં તેને મૂકવામાં આવે તો ત્યાં જવાની ખુશી

દર્શાવી. તરતજ તેને માટે તેવી વ્યવસ્થા કરવામાં આવી અને તે તેર ચૌદ વર્ષની વયે વહાણમાં દાખલ થયો.

આ વહાણમાં તે લગભગ એક વર્ષ સુધી રહ્યો. તેને આ વહાણ-પર અતિ સંકટ વેઠવું પડયું હતું. તેને ક્ષુદ્રમાં ક્ષુદ્ર કાર્ય કરવું પડતું હતું. તે કહે છે કે હું અતિ અશાંત અને અસંતોષી હતો. પરંતુ મારી અશાંતિ કિંવા મારા અસંતોષનું કારણ આ સંકટ નહોતું, પરંતુ આ કાર્યમાંથી મને વાંચવાને માટે લેશ પણ અવકાશ મળતો નહોતો, તેજ મારી અશાંતિ અને અસંતોષનું કારણ હતું. મારા અમ-લદારની પાસે માત્ર એકજ પુસ્તક હતું. તે શિવાય કોઈ પણ પુસ્તક મેં તે વહાણપર રહ્યો ત્યાં સુધી દીઠું નહોતું.

આ ક્ષુદ્ર અવસ્થામાં તે કાળક્રમણ કરતો હતો અને તે દુનિ-યાથી બહિષ્કૃત થઇ ગયેલા જેવો લાગતો હતો, તે છતાં પણ દુનિયા તેને છેક વિસરી ગઇ નહોતી. જ્યાં કાર્લાઇલ રહેતો તે ગામનું નામ એશબર્ટન હતું. અને બ્રિક્ષહામથી જે માછણો એશબર્ટનમાં પોતાના ધંધાર્થે અઠવાડીઆમાં બે વાર જતી હતી તેઓ તેનાં માબાપને ઓળખતી હતી. આથી તેઓ તેના ઉપર દયા અને માયાની લાગણીથી જોતી હતી. તેનું સંકટ જોઇને તેમને અત્યંત દયા આવી અને તેઓ એશબર્ટનના લોકોને તેની આ દયાપાત્ર સ્થિતિની વાત કરતી અને અંતે આ હકીકતે એવું ગંભીર સ્વરૂપ લીધું કે કાર્લાઇલને તેને મુક્ત કરીને પોતાને ઘેર લઇ જવાની ફરજ પડી. તેને પુનઃ શાળામાં દાખલ કર-વામાં આવ્યો તે પોતાની હકીકત નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

રજાના દિવસો પૂર્ણ થયા પછી મારા પ્રિય વિષય ગણિતને ફરીથી હાથમાં લીધું અને તેમાં એટલો તો અભ્યાસ કર્યો કે થોડા માસમાં હું શાળાના સર્વ વિદ્યાર્થીઓના આગળ આવ્યો અને હું મારા શિક્ષકને પણ અસાધારણ અગત્યના પ્રસંગે સાહાય્ય કરતો. આવા

પ્રસંગે મારો શિક્ષક મને કાંઈક દ્રવ્યની મદદ કરતો. આથી મને વિચાર આવ્યો કે હું તેની સાથે નિયમિત રીતે સહાયક તરિકે જોડાઉં અને થોડાક વિદ્યાર્થીઓને સાંજે શિક્ષણ આપવા જાઉં તો હું પોતે મારો નિર્વાહ કરી શકું.

મેં કાર્લાઇલની સન્મુખ મારી આ નાની યોજના જણાવી ત્યારે તેણે તે યોજના પ્રતિ તિરસ્કાર દર્શાવ્યો અને મને કહ્યું કે "ભાઈ સાહેબ, તેં શાળામાં સંપૂર્ણ અને સંપૂર્ણ કરતાં પણ વધુ અભ્યાસ કર્યો છે, માટે મેં તો મારૂં કર્તવ્ય ઉત્તમ રીતે બજાવ્યું છે." અને ખરેખર ! તેણે તો બિચારાએ પોતાની ફરજ યથોચિત બજાવી હતી. તેણે આગળ જણાવ્યું કે "મેં મારા પિતરાઇની સાથે તારે વિષે વાત કરી છે અને તે પોતાની જોડા શીવવાની દુકાનમાં તને લવાજમ લીધા શિવાય ઉમેદવાર તરીકે કામ કરવા દેશે." આ ખબર સાંભળતાં મારા દિલને ઘણો મોટો ધક્કો લાગ્યો. હું કાર્લાઇલના આ ઠરાવની વિરુદ્ધ લેશ પણ બોલ્યો નહિ, પરંતુ મારા નવા શેઠને ત્યાં સુગો સુગો ચાલ્યો ગયો. ૨૧ વર્ષની વય થાય ત્યાં સુધી તેને ત્યાં કામ કરવાને હું બંધાયો હતો."

આ વખત સુધી તેનું ગ્રંથપરિશીલન ઘણું મર્યાદિત હતું. બાઇબલનો તો તેણે સારો અભ્યાસ કર્યો હતો, પરંતુ તે વિના બીજાં પુસ્તકો તેણે બહુ વાંચ્યાં નહોતાં. તેણે એક જીર્ણ નૉવેલ, થોડાં જુનાં ચોપાનીઆં અને ક્રાઇસ્ટનું અનુકરણ એ નામક પુસ્તક એટલાજ ગ્રંથો માત્ર વાંચ્યા હતા. તે જણાવે છે કે "મારા નવા ધંધામાં હું સર્વથા નીચી દ્રષ્ટિથી જોતો હતો. તેથી મેં તે ધંધામાં લેશ પણ લક્ષ આપ્યું નહિ. આથી સૌ મારા પ્રતિ તિરસ્કારની દ્રષ્ટિથી જોવા લાગ્યાં અને ધીમે ધીમે મને વધારે હલકું કામ સોંપવામાં આવતું ગયું. આથી કાંઇ મને ઘણી અશાંતિ થઇ નહિ, કારણ કે સર્વ જાતનાં

સંકટો સહન કરવાનો મારો સ્વભાવ પડી ગયો હતો. મારા શિક્ષકની જગ્યા કોઈ પણ દિવસે પ્રાપ્ત કરવાની આશા મેં છેક છોડી દીધી નહિ અને ગુપ્ત રીતે અવકાશના સમયે મારો પ્રિય અભ્યાસ ચાલુ રાખ્યો. મને કાંઈ ઘણો અવકાશ મળતો નહોતો અને જ્યારે મારા શેઠને ખબર પડી કે હું નવરાશના વખતમાં ચોપડી વાંચ્યા કરૂં છું ત્યારે તેણે મારે માટે સખ્તાઇ કરી. પ્રથમ તો આનું કારણ હું સમજી શક્યો નહિ; પરંતુ અંતે મને ખબર પડી કે જે જગ્યા મેળવવાની મને ઇચ્છા હતી તે જગ્યા પોતાના નાના પુત્રને અપાવવાનો મારા શેઠનો ઇરાદો હતો.

"આ વખતે મારી પાસે માત્ર એકજ ગ્રંથ હતો. આ ગ્રંથ તે બીજગણિત વિષેનો નિબંધ હતો, જે એક તરુણ સ્ત્રીએ મને આપ્યો હતો. તેને એક ભાડેના મકાનમાંથી તે ગ્રંથ જડયો હતો. મેંતો આ ગ્રંથને એક ભંડારજ માની લીધો, ખરે ! તે એક ગુપ્ત ભંડારજ હતો; કારણ કે પાઠકને બીજગણિતનું થોડું પ્રાથમિક જ્ઞાન હોય તોજ તેનું પરિશીલન થવું શક્ય હતું અને હું તો તેના મૂળાક્ષર પણ જાણતો નહોતો. મારા શેઠના પુત્રે તે શાસ્ત્ર વિષેનું એક પુસ્તક ખરીદ્યું. મને પણ આ પુસ્તકની આવશ્યકતા હતી; પરંતુ તેણે સંભાળથી આ પુસ્તક મારાથી ગુપ્ત રાખ્યું. પરંતુ ઈશ્વરની લીલા અગાધ છે. જે ગુપ્ત સ્થાનમાં તેને રાખ્યું હતું તે સ્થાન મને ઓચિંતુ જડયું. હું મોડી રાત પર્યંત તે પુસ્તક વાંચતો બેસી રહેતો અને તેને મેં તેનું ગુપ્ત પુસ્તક શોધી કાઢયું છે એવી ખબર પડે તે પૂર્વે તો મેં તેનો સંપૂર્ણ અભ્યાસ કરી લીધો. હવે હું મારાં, મારાં પોતાનાં પુસ્તકનો અભ્યાસ કરવા લાગ્યો. આથી હવે એ શાસ્ત્રમાં હું ઘણે અંશે પ્રવીણ થયો. આ કાર્ય વિના વિઘ્ને થયું હતું. મારી પાસે એક પાઈ પણ નહોતી, અને મને એક પાઇ ધીરે એવો કોઇ મારો મિત્ર પણ નહોતો. આથી કલમ, ખડીઓ

અને કાગળ તો બહુધા મારા હાથમાં કદિ આવતાંજ નહિ, પરંતુ મારા હાથમાં એક સાધન હતું. પરંતુ આ સાધનનો ઉપયોગ કરવામાં અત્યંત સાવધતા અને ગુપ્તતા રાખવાની આવશ્યકતા હતી. મેં ચામડાંના કટકા જેટલા બને તેટલા લીસા અને સ્વચ્છ બનાવ્યા અને તેનાપર મારી બુઠ્ઠી થઇ ગએલી આરવતી દાખલા ગણવા માંડયા. મારી સ્મરણશક્તિ ઘણી તીવ્ર હતી, તેથી હું મોટા મોટા ગુણાકાર અને ભાગાકાર માત્ર સ્મરણશક્તિથી કરી શકતો હતો."

ખરેખર અભ્યાસને માટે આના કરતાં વિશેષ પ્રતિકૂળ સ્થિતિ બીજી શી હોઇ શકે? અને તે છતાં પણ તે ઉત્સાહી વિદ્યાર્થીએ કાગળ, કલમ અને શાહી વિના માત્ર ચામડાંના ટુકડા અને બુઠ્ઠી આરવતી લખી હિસાબ ગણી તે સ્થિતિના પ્રતિકૂળ સંયોગોને કેવા વશ કરી લીધા તે આપણે જોવાનું છે. એક લક્ષ્ય પ્રાપ્ત કરવાની જ્યારે પ્રબળ ઇચ્છા થઇ આવે છે ત્યારે તે પોતેજ પોતાનાં સાધનો ઉત્પન્ન કરે છે—અરે તે કોઇ પણ પ્રકારનાં સાધનોનો ઉપયોગ પોતાનાં કાર્યમાં કરી લે છે.

આખરે આવા ભયંકર દારિદ્ર્યમાંથી તેને થોડે ઘણે અંશે મુક્તિ મળી. અત્યાર સુધી ગીફર્ડે કાવ્યનું નામ પણ સાંભળ્યું નહોતું. પરંતુ તેના એક મિત્રે પોતાનાં રચેલાં કેટલાંક કાવ્યો તેને બતાવ્યાં, એટલે તેજ રાગમાં અને તેવીજ શૈલીમાં કાવ્ય રચવાની ઉત્કંઠા તેને પણ થઇ આવી. તે દશબાર કાવ્યો રચવામાં વિજય પામ્યો. આ કાવ્યો ઘણી હલકી પંક્તિનાં હતાં, પરંતુ જ્યારે આ કાવ્યો તેણે પોતાના મિત્રોને ગાઈ સંભળાવ્યાં ત્યારે તે લોકોમાં તેની કીર્તિ ઘણીજ વધી ગઇ. ધીમે ધીમે અન્ય લોકોનાં મંડળોમાં પણ તે કાવ્યોનો આલાપ કરવાને માટે તેને નિમંત્રણ થવા લાગ્યાં. આથી લોકો તેની ઘણી પ્રશંસા કરવા લાગ્યા અને કેટલીક વખત તો તેને ઇનામ પણ મળતું.

તેને માટે નાની નાની રકમ ઉઘરાવવામાં આવતી. એક દિવસ તો તેને ત્રણેક રૂપીઆના પૈસા આ રીતે મળ્યા હતા. જે માણસ અત્યંત દારિદ્રમાં રહ્યો હતો તેને તો જાણે આ સોનાની ખાણજ હાથ લાગી છે, એવો ભાસ થવા લાગ્યો, આ પૈસાથી તેણે કાગળ, કલમ શાહિ આદિ ખરીદ્યાં. વળી તેથી વધુ મહત્વના ભૂમિતિના અને અક્ષર ગણિતના ઉચ્ચ કક્ષાના ગ્રંથો પણ તેણે ખરીદ્યા અને પોતાનો શેઠ ન જાણે એવી રીતે તેને સાવધતાથી છૂપાવી રાખ્યા. આ સમયે કાવ્યરચના તેને ઘણી ઉપયુક્ત થઇ પડી. તેને પોતાના ગણિતશાસ્ત્રના અભ્યાસને માટે પુસ્તકાદિ સાધન ખરીદવાં હોય ત્યારે તે કાવ્યરચના કરતો અને તેથી દ્રવ્યપ્રાપ્તિ કરતો.

પરંતુ હવે દ્રવ્યપ્રાપ્તિનો આ માર્ગ પણ બંધ પડયો. જ્યારે તેના શેઠે તે કાવ્ય રચવામાં વખત ગાળે છે એમ જાણ્યું ત્યારે તેણે તેને તેમ કરતાં અટકાવ્યો, કારણ કે તે એ વ્યવસાયને આલસ્યનું લક્ષણ સમજતો હતો. તેણે તેનાપર અતિ ક્રોધિત થઇને તેનાં સઘળાં પુસ્તકો તથા લખેલા કાગળો ખુંચવી લીધા અને હવે પછી કાવ્યની એક લીટી પણ નહિ લખવાની સખ્ત આજ્ઞા કરી. આ મોટા સંકટની પાછળ વળી એક બીજું સંકટ આવ્યું. નિશાળમાં તે જે જગ્યા મેળવવાની આકાંક્ષા રાખતો હતો તે તેના કરતાં ઓછી યોગ્યતાવાળા એક માણસને આપવામાં આવી આથી તે અતિ નિરાશ થઇ ગયો અને હવે તેનો સ્વભાવ એવો ચીડીઓ થઇ ગયો કે તેનાં જે થોડાં હિતેચ્છુ હતાં તે પણ હવે તેનો ત્યાગ કરી ગયાં.

પરંતુ ધીમે ધીમે તેની નિરાશા અને તેની ઉદાસીનતા ન્યૂન, થવા લાગી અને મોચીને ત્યાંની તેની ઉમેદવારીનો વખત જેમ જેમ પૂરો થવા આવ્યો તેમ તેમ તેની આકાંક્ષાઓ અને આશાઓ પુનઃ જાગૃત થઇ, તે છતાં પણ મુક્ત થવાની આશા ફળીભૂત થવાનો

સંભવ જણાયો તે પહેલાં, ૭ વર્ષો આ પ્રતિકૂળ કાર્યમાં વહી ગયાં. તેની વીશ વર્ષની વય થઇ ત્યારે વિલીયમ કુકસ્લી નામના વિદ્વાનની સાથે તેને મુલાકાત થઇ. તેણે જે વિસાત વિનાનાં કાવ્યો લખ્યાં હતાં તથા લોકોને સંભળાવ્યાં હતાં તેની વાત કર્ણોપકર્ણ વિલીયમ કુકસ્લીના સાંભળવામાં આવી. આથી તેણે તે કાવ્યના કર્તાને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો. આ કુકસ્લી શસ્ત્રવૈદ્યનો ધંધો કરતો હતો અને તે કાંઇ ઘણો શ્રીમંત પણ નહોતો. પરંતુ તેણે ગીફર્ડની વાત ગીફર્ડનેજ મુખેથી સાંભળીને તેને દરિદ્રતામાંથી મુક્ત કરવાનો નિશ્ચય કર્યો. ગીફર્ડે મુક્ત થવાની અને સુકીર્તિ પ્રાપ્ત કરવાની જે યોજના વારંવાર મનમાં ને મનમાં ઘડી હતી અને મનમાં ને મનમાં તોડી પાડી હતી તે યોજના કુકસ્લીએ પણ બતાવી, પરંતુ ઘણાં વિઘ્નો જીતવાનાં હતાં. એક તો તેના હસ્તાક્ષરો ઘણા ખરાબ હતા, અને તેની ભાષા પણ અશુદ્ધ હતી. પરંતુ કુકસ્લીએ તેને ઉત્સાહિત કર્યો. તેણે જે થોડાંક હલકી પંક્તિનાં કાવ્યો લખ્યાં હતાં તે કુકસ્લીએ લઈ લીધાં અને પોતાના મિત્રો તથા પરિચિતોમાં વ્હેંચ્યાં અને જ્યારે તેનું નામ આ રીતે થોડું પ્રસિદ્ધ થયું ત્યારે તેને માટે એક ફંડ એકઠું કર્યું, અને ગીફર્ડપર મોકલી આપી તેને જણાવ્યું કે આ ફંડ તમે અંગ્રેજી ભાષા અને વ્યાકરણનું જ્ઞાન પ્રાપ્ત કરી શકો એટલા માટે મેં તમારાપર મોકલ્યું છે. આ ફંડમાં કેટલાક જણે અઢી રૂપીઆની રકમ ભરી હતી અને કોઇએ ચાર રૂપિઆ ભર્યા હતા, પરંતુ કોઇએ આઠ રૂપિઆથી વધુ રકમ તે ફંડમાં ભરી નહોતી. તે છતાં પણ તે ફંડ એવડું થયું હતું કે જેથી તે ઉમેદવારીમાંથી છુટો થઇ શક્યો હતો. અને થોડા માસ પર્યંત તેનો નિર્વાહ પણ ચાલ્યો હતો. આ અરસામાં તેણે ખંતપૂર્વક રેવરંડ ટૉમસ સ્મર્ડનનાં વ્યાખ્યાનો સાંભળ્યાં.

હવે આ ગ્રંથકર્તાનાં વિઘ્નો નિવૃત્ત થયાં, કારણ કે તેણે અલ્પ સમ-

યમાં પોતાના અભ્યાસમાં જે પ્રગતિ કરી તેથી તેના આશ્રયદાતાઓ તેના પર અતિ પ્રસન્ન થયા અને તેમણે તેને એક વર્ષ પર્યંત વધુ અભ્યાસ કરવાને માટે દ્રવ્યની સગવડ કરી આપી. આ ઉદારતાનો તેણે ઘણો સારો લાભ લીધો અને પોતાનાથી બને તેટલો ઉત્તમ બદલો વાળી આપવાને તે ઉત્સાહી બન્યો અને તેણે અતિ શ્રમ કરી પોતાનો હેતુ પાર પાડ્યો. મોચીને ત્યાંથી તેની મુક્તિ થયા પછી બે વર્ષ અને બે માસ થયા એટલે તેના ગુરુએ તેને કહ્યું કે હવે તમે વિશ્વવિદ્યાલયમાં દાખલ થવાને માટે લાયક થયા છો. કુકસ્લીએ પ્રયાસ કરીને ઓક્સ્ફર્ડમાં નિર્વાહને માટે તેને એક નાની જગ્યા શોધી આપી, તે ત્યાંની એક્ઝીટર કૉલેજમાં દાખલ થયો. કુકસ્લીએ વિશ્વવિદ્યાલયમાંથી ઉપાધિ લઇને બહાર પડતાં સુધી તેને ઘણી સારી સહાય્ય કરી, પરંતુ ગીફર્ડ વિશ્વવિદ્યાલયમાંથી અભ્યાસ પૂરો કરીને બહાર પડે તે પૂર્વે ભલો કુકસ્લી મૃત્યુ પામ્યો. તોપણ ગીફર્ડના સુભાગ્યે લૉર્ડ ગ્રોસવેનર તેને આશ્રય આપવા લાગ્યો. ગીફર્ડે બાલ્યાવસ્થામાં જે સંકટો અને દુઃખો સહન કર્યાં હતાં તેનો બદલો તેની ઉત્તરાવસ્થામાં તેને મળ્યો. સાહિત્યના ક્ષેત્રમાં તે લાંબા કાળ પર્યંત બહુ ઉપયોગી જીવન ગાળી શક્યો અને ઘણો સુપ્રસિદ્ધ પુરુષ થયો. તે 'કૉર્ટર્લી રિવ્યુ' નો ઘણાં વર્ષો પર્યંત તંત્રી રહ્યો. ૧૮૦૯ ની સાલમાં આ પત્ર તેના આધિપત્ય નીચે આવ્યું અને તેની કારકીર્દિમાં આ પત્ર ઘણુંજ પ્રસિદ્ધ થયું. આ પત્રમાં આવતા તેના લેખો ઘણા સંભાળથી લખેલા અને સયુક્તિક હતા.

ગીફર્ડ ૧૮૨૬ ની સાલમાં ૭૧ વર્ષની વયે લંડનમાં મૃત્યુ પામ્યો, તેણે પોતાના જીવનમાં દ્રવ્યનો જે સંચય કર્યો હતો તે પોતાના માયાળુ અને નિઃસ્વાર્થી આશ્રયદાતા કુકસ્લીના પુત્રને તે સોંપતો ગયો.

---

જાહેર ખબર.

# જીવિતદાન આપનાર સો પાળક પણ નહિ નીકળે ?

દીન વત્સલો ! દુષ્કાળને લીધે આશ્રમમાં અનાથોની સંખ્યા વધવા માંડી છે. અને બીજી બાજુ આ અનાથ આશ્રમની શક્તિ ઓછી છે તો શું ભૂખે મરતા અનાથોને વીલે મોઢે પાછા કાઢવા પડશે ? અરે શું એમને આપણી નજર નીચે દયાજનક રીતે મરવા દેવા ? દયાળુ સજ્જનો ! સર્વ બાજી આપનાજ હાથમાં છે. **પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. માત્ર દર માસે સાત રૂપીઆ આપનાર ધર્માત્માના નામથી** બાર વર્ષથી મ્હોટા અનાથને અને રૂ. ૩–૮–૦ આપનારના નામથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પૂજ્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર ( ૧૦૦ ) પાળક પણ નહિ નીકળે ? અનાથના પ્રાણદાતા બનો અને જરૂર દયા લાવી લખોઃ—

આ સિવાય પણ આ આશ્રમને યથાશક્તિ દાન આપવાની **પ્રાર્થના** કરવામાં આવે છે.

**મંત્રી, હિન્દુ અનાથાશ્રમ–નડીઆદ.**

## કારાગૃહમાં સાહિત્ય સેવા.

સ્કોટલેંડના રાજા પ્હેલા જેમ્સને લાંબા કાળ પર્યંત કારાગૃહ-વાસ ભોગવવો પડયો હતો. આ સમયમાં સાહિત્યનું પરીશીલન એજ તેનો મુખ્ય આનંદ હતો. તે સિંહાસનારૂઢ થયો ત્યારે પણ તેણે સાહિત્યાભિરૂચિ પ્રત્યે દુર્લક્ષ્ય કર્યું નહોતું. તેણે જે અલ્પકાળ પર્યંત રાજ્ય ભોગવ્યું તે કાળમાં પોતાના દેશની સુધારણા કરવામાં તેણે કાંઇ થોડો ભાગ લીધો નથી. તેણે જે ઉંચી માનસિક શક્તિ પ્રાપ્ત કરી હતી તથા પોતાની પ્રજામાં સાહિત્યનો વિકાસ કરવાને તથા લોકોની બુદ્ધિ ખીલવવાને જે પરિશ્રમ કર્યો હતો તે માટે પ્રાચીન ઇતિહાસવેત્તાઓ તેની ઘણી પ્રસંશા કરે છે. એમ કહેવામાં આવે છે કે તે લૅટીન ભાષામાં પરમ પ્રવીણ હતો. પરંતુ પોતાની માતૃભાષાપર તેણે જે કાબુ મેળવ્યો હતો તે તો તેથી પણ વધારે હતો. સ્કૉટિશ ભાષામાં તેણે જે કાવ્યો રચ્યાં હતાં તે તે દેશના સર્વ વર્ગના લોકોના હૃદયમાં દીર્ઘકાળ પર્યંત સાનંદ સ્મરણીય રહ્યાં હતાં. તેનાં કાવ્યો સ્કૉટિશ (સ્કૉચ) ભાષાનો શૃંગાર છે. એક વિદ્વાને સત્ય કહ્યું છે કે "એક પ્રજાનાં ગીતો મને સંભળાવો એટલે તેના કાયદા ઘડનારા કોણ છે તે જાણવાની મને દરકાર રહેશે નહિ." આ અભિપ્રાયાનુસાર સ્કૉટિશ લોકોની ચારિત્ર્ય-રચનાપર જેમ્સે ઘણી અસર કરી છે. કેટલાકો તો એમ પણ કહે છે કે જેમ્સ કાવ્યો તથા સંગીત એ બન્નેનો ઉસ્તાદ હતો. તે વાદ્ય વગાડવામાં તથા ગાવામાં અતિ નિષ્ણાત હતો. એમ કહેવાય છે કે તે આઠ પ્રકારનાં વાદ્યો વગાડી શકતો હતો અને તે સૌમાં "હાર્પ" નામનું વાદ્ય વગાડવામાં અતિ પ્રવીણ હતો. આ વાત તો નિઃસંશયજ છે કે જેમ્સના સમયથીજ સ્કૉટલેંડના સાહિત્યનો પ્રાદુર્ભાવ થયો છે. અને જેમ્સે પોતે સાહિત્યને સ્વરૂપ આપવામાં ઘણો મોટો ભાગ લીધો છે. તેણે તો ચોસર નામના કવિની શૈલીમાં કાવ્યોજ રચ્યાં હતાં. ચોસ-

રને તે પોતાના એક ગ્રંથમાં સ્પષ્ટ રીતે પોતાના ગુરૂ તરિકે જણાવે છે. જેમ્સનાં જે કાવ્યો હાલમાં મળી આવે છે તેમાં ઉચ્ચ શ્રેણીના હાસ્યરસ અને કરૂણારસ ઉભરાઇ જાય છે અને બર્ન્સ શિવાય કોઇ પણ સ્કૉટિશ કવિનાં કાવ્યો તેનાં કાવ્યની સાથે હરિફાઈ કરી શકે એમ નથી.

જેમ્સ પાદશાહના ઘણા રાજકીય સુધારાઓ નિષ્ફળ નિવડ્યા હતા, તોપણ તેણે સ્કૉટિશ પ્રજાનું જેટલું હિત કર્યું છે તેટલું કોઈ પણ પાદશાહે કર્યું નથી. માત્ર રાજકીય સુધારાઓ કરતાં પણ તેણે લોકોને સાહિત્ય અને માનસિક સુધારણાનો નાદ લગાડીને તેમનું વધારે કલ્યાણ કર્યું હતું. તેણે હુન્નરકળા અને સુધારણાની પ્રગતિ કરીને લોકોને સભ્ય બનાવ્યા હતા. દેશના કાયદાઓ અને સંસ્થાઓ તો માત્ર સમાજનાં મૃત હાડપિંજરો છે, પરંતુ તેઓ ચૈતન્ય તો માત્ર પ્રજાનાં ચારિત્ર્ય અને નીતિમય જીવનમાંથીજ મેળવી શકે છે. પ્રજાનું ચારિત્ર્ય અને નીતિમય જીવન એજ પ્રજાનો આત્મા છે, પ્રજાનું ચૈતન્ય છે, પ્રજાનો જીવ છે. જેમ્સ રાજાએ પોતાની પ્રજાને સાહિત્ય આપીને તેમને સારા કાયદાઓ કરતાં પણ ઉચ્ચતર વસ્તુ અર્પણ કરી હતી.

તેણે ૧૩ વર્ષ પર્યંત રાજ્ય કર્યા પછી તેને ૧૪૩૭ના ફેબ્રુઆરીની ૨૦ તારીખે પર્થમાં આવેલા કર્થ્યુસીઅન મઠમાં એક ખૂનીએ ક્રૂર રીતે મારી નાંખ્યો. આ કાવતરામાં તેના અમીર ઉમરાવો કે જે તેના રાજ્યથી નાખુશ થયા હતા તેમણે ભાગ લીધો હતો. જોકે જેમ્સ રાજ્ય ભોગવતો હતો પણ તેનો ઘણો સમય સાહિત્યોપાસનામાં જતો હતો.

જ્યૉર્જ બુકેનન સાંપ્રત સમયના સૌથી વિશેષ ઉત્તમ લેખકોમાંનો એક લેખક ગણાતો હતો. તે મહા વિદ્વાન હતો. સંયોગો ગમે તેટલા પ્રતિકૂળ હોય છતાં પણ એક મનુષ્યને જો સાહિત્યપર પ્રીતિ હોય તો સંયોગ તેની પ્રગતિના માર્ગમાં લેશ પણ

વિઘ્ન નાંખી શકતા નથી એ વાત બુકેનનના ઉદાહરણ પરથી સ્પષ્ટ થાય છે. બુકેનના જીવનનો કોઈ પણ ભાગ શાંતિ અથવા અવ-કાશમાં વ્યતીત થયો નહોતો. તે ૧૫૦૬ ની સાલમાં સ્કૉટલૅંડ દેશમાં રંક માબાપને ત્યાં જન્મ્યો હતો અને તેને તેના એક કાકાએ પોતાને ખર્ચે પૅરિસના વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરવાને માટે મોકલી આપ્યો હતો. તેનો કાકો મૃત્યુ પામવાથી તે એવી તો તંગીમાં આવી પડયો કે પોતાને સ્વદેશ જવાને માટે તેને લશ્કરમાં સૈનિક તરિકે દાખલ થવું પડયું. તેને પોતાના જીવનમાં જે કષ્ટો પડયાં છે, તે સઘળાનું વિવેચન કરવા બેસીએ તો આપણાં પુસ્તકનું કદ ઘણુંજ વધી જાય.

વિદ્વત્તા અને બુદ્ધિસામર્થ્યમાં તે પોતાના દેશમાં સર્વોચ્ચ પદ્વી ભોગવતો હતો અને નિઃસંશય તેની તુલનામાં આપણે તેના કોઇ પણ સ્વદેશબંધુને મૂકી શકતા નથી અને આખા યુરોપમાં તેની ગણના સર્વોત્તમ કવિઓ અને લેખકોની પંક્તિમાં થતી હતી તોપણ તેના દુર્ભાગ્યે તેનો જન્મ એવા સમયમાં થયો હતો કે જ્યારે જ્યાં ત્યાં રાજ્ય-ખટપટો અને વિગ્રહો ચાલી રહ્યા હતા. આથી તેના નશીબમાં રંકતા, અત્યાચાર, કારાગૃહનિવાસ અને દેશપારની શિક્ષા વિના બીજું કાંઈ પણ નહોતું. પરંતુ તેનાં મનને તે પોતે પોતાનું રાજ્ય સમજતો હતો. બાહ્ય જગતની અકૃપાળુતા તેનું તે સામ્રાજ્ય ખુંચવી લઇ શકતી નહોતી. તેણે જે જે કષ્ટો સહન કર્યાં તે સર્વને માટે આશ્વાસન તેને માત્ર સાહિત્યવિષયક માનસિક આનંદમાંથીજ પ્રાપ્ત થતું હતું. તેને જે દુર્ભાગ્યે ઘેરી લીધો હતો તેમાંથી માત્ર પોતાના સાહિત્ય પ્રેમને લીધેજ તેનું સંરક્ષણ થયું હતું. તેણે પોર્ટુગાલ દેશના એક કારાગૃહમાં ખ્રિસ્તી સ્તવનોનો લૅટિન ભાષામાં અનુવાદ કરવાનો પ્રારંભ કર્યો હતો. ૭૬ વર્ષની વયે તેનું મૃત્યુ થયું તે પૂર્વે થોડા વખતપરજ તેણે "સ્કૉટ-લેંડનો ઇતિહાસ" પ્રસિદ્ધ કર્યો હતો. આ વખતે તે એટલી તો

કંગાલ સ્થિતિમાં હતો કે તેની પાસે, જો તે મરી જાય તો, પાયદસ્તના ખર્ચને માટે પણ પુરતા પૈસા નહોતા. વળી તેની પાસે જે થોડા પૈસા હતા તે પણ તેણે રંક લોકોને આપી દીધા. આથી તે મરી ગયો ત્યારે તેની પાયદસ્તનો ખર્ચ એડીનબરો નગરને માથે પડયો હતો.

સર્વાંટ્સ્ નામના સ્પૅનિશ લેખકે જગદ્વિખ્યાત " ડૉનક્વી ઝોટ" ની વાર્તા લખી હતી. આ વાર્તા આખા જગતના સાહિત્યમાં એક ઉત્તમ પુસ્તક તરીકે જળવાઈ રહેશે એમાં લેશ પણ શંકા નથી. પરંતુ બુકેનના કરતાં પણ તેનાપર વિશેષ સંકષ્ટો પડયાં હતાં. સર્વાંટ્સે પણ બુકેનની પેઠે પોતાના જીવનનો પ્રારંભ સૈનિક તરિકે કર્યો હતો અને એક યુદ્ધમાં તેણે પોતાનો ડાબો હાથ ગુમાવ્યો હતો. પછી તે પાંચ વર્ષ પર્યંત ઑલ્જીયર્સમાં કેદ રહ્યો હતો. તે ત્યાંથી મુક્ત થઈને સ્વદેશમાં આવ્યો એટલે અલ્પ સમયમાંજ તેને પકડીને અન્યાયી રીતે તુરંગમાં નાંખવામાં આવ્યો. તેણે આ કારાગૃહમાંજ પોતાની સુપ્રસિદ્ધ 'ડૉનક્વી ઝોટ' ની વાર્તાનો પ્રથમ ભાગ લખ્યો હતો. આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી તેને કારાગૃહમાંથી મુક્ત કરવામાં આવ્યો. ત્યાર પછી તેણે અનેક સારાં પુસ્તકો પ્રકટ કર્યાં પણ તેનો ભાગ્યોદય થયો નહિ. તે તો બિચારો રંકનો રંકજ રહ્યો. તેણે જે છેલ્લું પુસ્તક જગતને અર્પણ કર્યું તે તેના મૃત્યુની ચાર દિવસ પૂર્વે પ્રસિદ્ધ થયું હતું. આ પુસ્તકમાં તે પોતાના આગંતુક મૃત્યુ વિષે શાંતિથી ઉલ્લેખ કરે છે. સર્વાંટ્સ્ ૬૯ વર્ષની વયે ૧૬૧૭ ના એપ્રીલની ૨૩ મી તારીખે મરણ પામ્યો. શેક્સપીયર બરાબર તેનાથી એક વર્ષ પૂર્વે મરણ પામ્યો હતો.

સર વૉલ્ટર રૅલેનો જન્મ ૧૫૫૨ માં ઇંગ્લાંડમાં થયો હતો. જ્યારે તે કારાગૃહમાં પડયો હતો. અને તેને મોતની શિક્ષા ફરમાવવામાં આવી હતી ત્યારે પણ તેણે ધૈર્યથી પોતાનો વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો

હતો. તેની બાલ્યાવસ્થાથીજ તેનું જીવન ઉદ્યોગમાં વ્યતીત થતું આવ્યું હતું. તેનું જીવન સૈન્યમાં, વ્હાણુપર, યુદ્ધની વિડંબના અને સંકટોમાં તથા હિમ્મત ભર્યાં તથા સાહસિક કાર્યોમાં વ્યતીત થતું હતું. તો પણ તેણે પ્રતિદિન વાંચવામાં અને અભ્યાસ કરવામાં ૪ કલાક ગાળવાનો નિયમ કર્યો હતો. તે માત્ર ૫ કલાકજ નિદ્રા લેતો હતો. ત્યાર પછી તે પોતાની પદ્વીનું કર્તવ્ય સંભાળતો અને પોતાની જાતની સુધારણામાં પોતાનો શેષ સમય વ્યતીત કરતો. તેણે ‘જગત્‌નો ઇતિહાસ’ પ્રથમ કારાગૃહમાં લખ્યો હતો અને પોતાની ૬૨ વર્ષની વયે પ્રસિદ્ધ કર્યો હતો. લંડનના ટાવરમાં તેને રાજ્ય સામે પ્રપંચ રચવાના તહોમતસર કેદ કરવામાં આવ્યો હતો. તેને કેદ કરવામાં ત્યાંની સરકારે ન્યાયના સઘળા નિયમોનો ભંગ કર્યો હતો. તેણે જે સમય દરમ્યાન પોતાનું એ પુસ્તક લખ્યું તે પૂર્વે તેને મોતની શિક્ષા ફરમાવવામાં આવી હતી અને તે પુસ્તક પ્રસિદ્ધ થયા પછી તે સજા અમલમાં મૂકીને તેને ગરદન મારવામાં આવ્યો હતો. વચમાં તેને મુક્ત કરવામાં આવ્યો હતો એટલુંજ નહિ પરંતુ તેને સરકારી નોકરીમાં દાખલ કરવામાં આવ્યો હતો, પરંતુ પાછળથી કોઈ બીજા ગુન્હાને માટે તેનો વધ કરવામાં આવ્યો હતો. અંગ્રેજી સાહિત્યમાં તેનો ઇતિહાસ અમૂલ્ય ગ્રંથ છે. તેની લેખન શૈલી અતિ ઉત્તમ છે અને તેનું મહાન પાંડિત્ય પ્રદર્શિત કરે છે. બાર વર્ષ પર્યંત કારાગૃહમાં રહ્યો તે વખતમાં તેણે એ શિવાય બીજાં પણ કેટલાંક પુસ્તકો લખ્યાં.

૧૬૧૮ માં રૅલેને ગરદન મારવામાં આવ્યો. અંત સમયે તેણે કુહાડો જોવાની ઇચ્છા દર્શાવી અને તેની ધારને સ્પર્શ કરીને કહ્યું કે “આની મને કાંઈ ભીતિ લાગતી નથી. મારા સર્વ રોગોની નિવૃત્તિને માટે આ એક તીક્ષ્ણ અને ઉત્તમ ઔષધ છે.”

સુપ્રસિદ્ધ ડચ વિદ્વાન હ્યુગો ૧૫૮૩ માં જન્મ્યો હતો. સાર્વજનિક

કાર્ય કરવાથી આવતાં સંકટો અને દુઃખોની વચ્ચે કાયદા અને રાજ્યતંત્રનો અભ્યાસ કર્યા ઉપરાંત સામાન્ય સાહિત્યના અભ્યાસમાં પણ કેવી રીતે વિજય પ્રાપ્ત કરી શકાય છે તેનું જ્વલંત દૃષ્ટાંત હ્યુગો ગ્રોશિયસ છે. તેણે ૧૬ વર્ષની વયથી વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. તે ધંધાની શરૂઆતથી તેના જીવનના અંત પર્યંત રાજદ્વારી બાબતોનો બોજો તેના મસ્તકપરથી કદી પણ ઓછો થયો નહોતો. તે ૬૨ વર્ષની વયે મરણ પામ્યો. આ દરમ્યાન જ્યારે જ્યારે તે કારાગૃહમાં પડયો વા દેશપાર થયો અથવા આ દેશથી પેલે દેશ નાશાનાશ કરી ત્યારે માત્ર તે પોતાના રાજદ્વારી કાર્યના બોજામાંથી મુક્ત હતો. આવા પ્રતિકૂળ સંયોગોમાં પણ તેણે ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. આ પુસ્તકો અતિ વિદ્વત્તાભરેલાં અને ઉત્તમોત્તમ વિષયથી પરિપૂર્ણ છે. તે પોતાની માતૃભાષાનો એક ઉત્તમ કવિ ગણાય છે અને તેનાં લૅટીન તથા ગ્રીક ભાષાનાં કાવ્યો પણ શ્રેષ્ઠ છે. પ્રાચીન ઉત્તમ લેખકોની સમાલોચના અને ટીકા કરવાનું તેનું કાર્ય અત્યંત પરિશ્રમથી ભરેલું છે. અન્ય અનેક પુસ્તકો પ્રકટ કર્યા ઉપરાંત તેણે "બેલ્જીયમનો ઇતિહાસ" નામક ઐતિહાસિક મહા ગ્રંથના ૧૮ ભાગ પ્રસિદ્ધ કર્યા છે. તેણે અનેક ધાર્મિક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં તેમાં તેનું 'ખ્રિસ્તિ ધર્મના સત્યપર નિબંધ (The treatise on the Truth of Christianity)' એ નામનું પુસ્તક અતિ લોકપ્રિય થયું. આ પુસ્તકનું ભાષાંતર યુરોપની સર્વ ભાષાઓમાં થયું એટલુંજ નહિ પરંતુ ગ્રીક, ઍરેબીક, ફારસી, અને હિંદની કેટલીક ભાષાઓમાં પણ થયું. વળી તેણે કાયદા સંબંધે પણ કેટલાંક પુસ્તકો પ્રકટ કર્યાં છે. તેણે આંતરરાષ્ટ્રીય કાયદા (International law) સંબંધે 'ઓન ધી લૉ ઑફ વૉર એન્ડ પીસ' એ નામનું જે પુસ્તક લખ્યું છે તે સમસ્ત યુરોપમાં પ્રમાણભૂત થઇ પડયું છે, તો પછી તેના પોતાના દેશમાં તે કાયદાના સર્વોત્તમ ગ્રંથ

તરિકે લેખાય તેમાં આશ્ચર્ય શું ? તે પ્રથમ પ્રસિદ્ધ થયું કે તરતજ સમસ્ત યુરોપના વિદ્વાનોએ તેની સ્તુતિ કરી, કેટલાક પંડિતોએ તેપર ભાષ્ય લખ્યાં, અને કાયદાપર વ્યાખ્યાન આપનારા પંડિતોએ પોતાનાં વ્યાખ્યાનમાં તેનાં પ્રમાણો લેવા માંડયાં. જ્યારે ગ્રોશિયસ ફ્રાન્સ દેશમાં રહેતો હતો ત્યારે તેણે એ પુસ્તક લખ્યું હતું. તેને એક કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો ત્યાંથી તે નાસીને ફ્રાન્સમાં ગયો હતો.

જ્યારે હૅાલેંડ દેશમાં ધાર્મિક વિગ્રહો ચાલતા હતા ત્યારે તેણે કાલ્વિનિસ્ટની વિરુદ્ધ આર્મિનિયનોનો પક્ષ પકડયો તેથી તેને પકડીને તેનાપર રાજ્યદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો અને તેની સર્વ મિલ્કત જપ્ત કરીને તેને જન્મકેદની શિક્ષા કરવામાં આવી હતી. પરંતુ આવી સખ્ત શિક્ષામાં તેને એક પ્રકારનું સુખ આપવામાં આવ્યું અને તે એ હતું કે તેની પત્નીને તેની સાથે બંદીખાનામાં રહેવા દેવામાં આવી હતી. આ ઉત્તમ અને બહાદૂર સ્ત્રી તેની સાથે લુવેન્સ્ટીન નામના કિલ્લામાં રહી અને તેમણે તે કેદખાનામાં સાથે રહી બે વર્ષ પુરાં કર્યાં. પરંતુ ગ્રોશિયસે પાછળથી પોતાની સ્ત્રીના કહેવાથી તે કેદખાનામાંથી નાશી જવાની યુક્તિ રચી. કિલ્લાની નિકટના એક નગરમાં વસતા તેના કેટલાક મિત્રોની પાસેથી તે પુસ્તકો વાંચવાને માટે મંગાવતો હતો. આ પુસ્તકો એક પેટીમાં ભરીને લાવવામાં આવતાં હતાં, જ્યારે તે આ પુસ્તકો વાંચી રહેતો ત્યારે તેજ પેટીમાં ભરીને તેને પાછાં મોકલવામાં આવતાં હતાં. આ પેટી કેદીની પાસેથી આવતી હતી તેથી તે પહેલાં તપાસવામાં આવતી હતી, પરંતુ ઘણા દહાડાની તપાસથી અમલદારોનો સંશય ન્યૂન થતો ગયો અને પછી તે પેટીને તપાસ્યા વિનાજ લઈ જવા દેવામાં આવતી હતી. એક દિવસ વડો અમલદાર પોતાની સ્ત્રીને બંદીખાનાની તપાસ રાખવાનું સોંપીને ક્યાંક ગયો એટલે ગ્રોશિયસની પત્નીએ તેને એવી ખબર કરી કે મારો સ્વામી પુસ્તકો વાંચી વાંચીને

પોતાનું સ્વાસ્થ્ય બગાડે છે, માટે હું આજે એમનાં સર્વ પુસ્તકો મોકલી દેનાર છું, તેથી કૃપા કરીને આજે બે સિપાઇઓને પેટી ઉંચકવાને માટે મોકલી આપશો. પેલા બે સિપાઇઓ આવ્યા તે પહેલાં તેણે ગ્રોશિયસને પેટીની અંદર પુરી દીધો અને હવાને માટે તે પેટીમાં નાનાં છિદ્રો પાડયાં. તે પેટીને જમીનપરથી ઉંચકવામાં આવી એટલે તેનો બોજો ઘણો જણાયો તેથી એક સિપાઈ મશ્કરીમાં બોલ્યો કે "આ પેટીમાં એકાદ આર્મિનિયન છે કે શું?" ગ્રોશિયસની પત્નીએ મહાન સમયસૂચકતા વાપરી જવાબ આપ્યો "એમાં આર્મિનિયન પુસ્તકો છે." પેલા સિપાઇઓ પછી એક પણ શબ્દ બોલ્યા વિના પેલી પેટી માથે મૂકીને કેદખાનાના ઓરડાની સીડી ઉતરીને બહાર નીકળી ગયા. પરંતુ થોડે ગયા પછી પુનઃ તેમને સંશય આવ્યો અને તેમણે એ વાત વરિષ્ઠ અમલદારની સ્ત્રીને કહી. પરંતુ તેને ગ્રોશિયસની પત્નીએ અગાઉથી જે કહ્યું હતું તેથી તેને જરા પણ સંશય લાગ્યો નહિ. તેણે તેમને તે પેટી ત્યાંથી એકદમ લઈ જવાની આજ્ઞા કરી. વળી અદ્‌ભુત યુક્તિથી એક સ્ત્રી સેવિકાને કારાગૃહના દરવાજા બહાર આ પેટીની રાહ જોતી ઉભી રાખી હતી. ને તે પેટીને સિપાઇઓ દ્વારા ગ્રોશિયસના એક મિત્રને ત્યાં લઈ ગઈ અને ત્યાં તેને મુક્ત કરવામાં આવ્યો. તે છતાં પણ તેને તે શહેરમાંથી સહીસલામતીપૂર્વક બહાર નસાડી મૂકવાને માટે ઘણી વ્યવસ્થા કરવી પડી હતી. તેની પત્નીને જ્યારે ખબર પડી કે મારો પતિ સુરક્ષિત સ્થળે જઈ પહોંચ્યો છે ત્યારે તેણે પોતાનો અપરાધ સ્વીકાર્યો. પ્રથમ તો તેને સખ્ત રીતે કારાગૃહમાં પુરવામાં આવી પરંતુ તેણે વરિષ્ઠ સત્તાને અરજ કરી એટલે તેને પંદર દિવસ પછી મુક્ત કરવામાં આવી. ૧૬૨૧ ના માર્ચની ૨૧ મી તારીખે ગ્રોશિયસ કારાગૃહમાંથી મુક્ત થયો અને તે એપ્રીલની ૧૨ મી તારિખે પૅરીસમાં આવ્યો. થોડા વખતમાં તેની પત્ની પણ આ સ્થળે આવીને તેને મળી.

'પિલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ' નામના સુવિખ્યાત અંગ્રેજી ગ્રંથના પ્રણેતા મહોદય જૉન બન્યને કારાગૃહનિવાસનો જેવો સદુપયોગ કર્યો છે તેવો સદુપયોગ અન્ય ઘણાજ થોડા મનુષ્યોએ કર્યો હશે. એ ઇંગ્લાંડમાં ૧૬૨૮ની સાલમાં જન્મ્યો હતો અને એને બાલ્યાવસ્થામાં કંસારાનું કામ શીખવવામાં આવ્યું હતું. ૧૭ વર્ષની વયે તેને સૈન્યમાં દાખલ કરવામાં આવ્યો અને ૧૬૪૫ની સાલમાં તેણે નેસ્બીના યુદ્ધમાં ભાગ લીધો હતો. ૧૬૪૯ માં તે પરણ્યો. તેની પત્ની બે પુસ્તક શિવાય અન્ય કોઈ જાતની પહેરામણી લાવી નહોતી. પરંતુ આ બે પુસ્તકોએ બન્યનના જીવનપર ઘણી અસર કરી. અત્યાર સુધી બન્યને ધર્મ પર લેશ પણ લક્ષ આપ્યું નહોતું; પરંતુ હવે તેણે ધાર્મિક પ્રશ્નોનો ખુલાસો મેળવવાનો ઘણો પ્રયત્ન કરવા માંડયો.

૧૬૭૩ માં તે બેડફર્ડમાં આવેલા એક નાનાં બેપ્ટીસ્ટ દેવળમાં જોડાયો અને ૧૬૫૫ માં તેને વ્યાખ્યાન આપવાની ભલામણ કરવામાં આવી. તે બેડફર્ડની આસપાસના ગામડાંઓમાં ધાર્મિક વ્યાખ્યાનો આપવા લાગ્યો. આ વખતમાં ઇંગ્લાંડમાં ધાર્મિક સ્વતંત્રતા લોકોને પ્રાપ્ત થઇ નહોતી. તે એક ક્ષેત્રગૃહ ( Farm house ) આગળ વ્યાખ્યાન આપતો હતો ત્યારે તેને પકડીને કેદમાં નાખવામાં આવ્યો. તે બાર વર્ષના લાંબા વખત સુધી કેદમાં રહ્યો. આ અરસામાં તેણે કેટલાંક પુસ્તકો લખ્યાં.

૧૬૭૨ ની સાલમાં લોકોને વ્યાખ્યાન કરવાની સ્વતંત્રતા આપવામાં અને બન્યનને મુક્ત કરવામાં આવ્યો. તેણે વર્ષ પર્યંત ધાર્મિક વ્યાખ્યાનો કર્યાં, એટલે પુનઃ વ્યાખ્યાનની સ્વતંત્રતા ખુંચવી લેવામાં આવી; પરંતુ બન્યને પોતાનો વ્યાખ્યાન કરવાનો ધંધો છોડયો નહિ તેથી ૧૬૭૫ની સાલમાં તેને ફરીથી પકડવામાં આવ્યો અને ૭ માસની કેદની શિક્ષા કરવામાં આવી. આ વખતે તેણે કેદખાનામાંજ

'પીલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ' લખી કાઢયું. ૧૬૮૨ ની સાલમાં તેણે 'હોલી વૉર' અને ૧૬૮૪ માં 'પીલ્ગ્રીમ્સ' નો બીજો ભાગ લખ્યો.

પોતાના આયુષ્યના ૬૦ વર્ષમાં બન્યને લગભગ ૬૦ ગ્રંથો લખ્યા. પરંતુ ઉપલા ત્રણ ગ્રંથો તેનું નામ લાંબા કાળ પર્યંત જીવંત રાખશે. 'પીલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ' ની કીર્તિ એકદમ પ્રસરી ગઈ અને ૧૦ વર્ષમાં તેની ૧૦૦૦૦૦ નકલો ખપી ગઇ. આખી દુનિયાની મુખ્ય ભાષાઓમાં તેનું ભાષાંતર થયું છે.

બન્યન બેડફર્ડના ધર્માચાર્ય તરિકે ૧૬ વર્ષ પર્યંત રહ્યો અને તે ૧૬૮૮ ની સાલમાં મરણ પામ્યો.

---

## અભ્યાસી રાજાઓ અને શહેનશાહો.

મહાન આલ્ફ્રેડ ઈ. સ. ૮૪૯ માં જન્મ્યો હતો અને ૮૭૧ ની સાલમાં રાજ ગાદીએ બેઠો હતો. તેણે ૯ મા શતકના અંત પર્યંત રાજ્ય કર્યું હતું. તેને મોટી ઉમ્મરે પુસ્તકોનો નાદ લાગ્યો હતો અને તે શિવાય પણ અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં તેણે જ્ઞાન મેળવ્યું હતું. તે રાજપુત્ર હતો તોપણ આજે ક્ષુદ્રમાં ક્ષુદ્ર ગ્રામ્યવાસી અભ્યાસનાં જેટલાં સાધનો મેળવી શકે તેટલાં સાધનો પણ તેની પાસે નહોતાં. તે યુગમાં એક ગ્રંથ ખરીદવો હોય તો એક સારી જેવી મિલ્કતજ વેચવી પડતી; અને ખાસ કરીને ઈંગ્લાંડમાં તે વખતે એટલા થોડા શિક્ષકો હતા કે જ્યાં સુધી આલ્ફ્રેડ તેના પિતાના અથવા બંધુના આશ્રિત રાજવંશી તરિકે રહ્યો, ત્યાં સુધી શિક્ષકો પ્રાપ્ત કરવાનું દ્રવ્ય તેની પાસે હતું નહિ. જે વખતમાં તેનું સ્વાસ્થ્ય ઉત્તમ હતું અને જે વખતમાં તેને અભ્યાસ કરવાનો અવકાશ મળતો હતો તે વખતમાં તેની પાસે જ્ઞાન મેળવવાનાં સાધનો નહોતાં. એ વિષે તેને વારંવાર શોક થયા કરતો હતો. તેની બાલ્યાવસ્થા સમાપ્ત થઇ કે તેને સૈનિક તરીકે સૈન્યમાં દાખલ થવું પડયું. તેણે સૈનિક તરીકે ઓછામાં ઓછાં ૫૦ યુદ્ધોમાં ભાગ લીધો અને આ યુદ્ધનાં સઘળાં સંકટો સહન કર્યાં. બીજો કોઇ સાધારણ મનુષ્ય હોત તો આ યુદ્ધના સંકટથી કંટાળીને નિરાશ થઈ ગયો હોત. ગાદીએ બેઠા પછી તેણે પુષ્કળ વિદ્યાભ્યાસ કર્યો, અને તે ઉપરાંત પોતાનાં બીજાં વિવિધ કાર્યો પણ નિયમિત રીતે કર્યાં. આપણે જ્યારે તેણે કરેલાં અનેક કાર્યો લક્ષમાં લઇએ છીએ ત્યારે આપણે આશ્ચર્યચકિત થઇએ છીએ કારણ કે એ કાર્યો કરવાને તેને સમય ક્યાંથી મળ્યો ? આ સર્વ કાર્યો કરવાને તેને સમય મળ્યો તેનું કારણ એ હતું કે તે જરા પણ વખત વ્યર્થ ગુમાવતો નહિ. વખત પરત્વે [illegible] સામાન્ય હક છે અને તે સર્વે જન

સરખોજ મળે છે. વખત એ દ્રવ્યના જેવો નથી, દ્રવ્યને ધંધામાં રોકીને અથવા વ્યાજે મૂકીને મુડી વધારી શકાય છે, પરંતુ વખતના સંબંધમાં તેમ થઈ શકતું નથી. આપણે વખતનું વ્યાજ ઉત્પન્ન કરી શકતા નથી. આપણે તેને આપણી પાસે રાખી શકતા નથી. આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ તેનો આપણે વ્યયજ કરવો જોઇએ. આપણે તેનાપર માત્ર એટલીજ સત્તા ધરાવી શકીએ છીએ કે આપણી મરજી પ્રમાણે તેનો સારો વા બુરો ઉપયોગ કરી શકીએ છીએ. આપણે તેનો વ્યય તો કરવોજ જોઇએ. કેટલાક માણસો એનો વ્યય કરીને કાંઇ પ્રાપ્ત કરે છે, અને કેટલાકનો વખત વ્યર્થ જાય છે. જોતજોતામાં તે આપણા હાથમાંથી ગુપ્ત રીતે વહી જાય છે. કારણ કે પૈસા જેમ આપણા હાથમાંથી ખરચાઇ જાય છે ત્યારે તેની ગણના આપણે કરી શકીએ છીએ, તેમ આપણા હાથમાંથી વહી ગયેલા વખતની અમુક કિમ્મત આપણે આંકી શકતા નથી. એટલુંજ નહિ, પણ આપણે વખતને ખોઈ નાંખીએ છીએ એ વાત પણ આપણે ભૂલી જઇએ છીએ. આ રીતે માત્ર પ્રમાદથી એક અમૂલ્ય મિલ્કતને જાણે તે વસ્તુની કાંઇ કિંમતજ ન હોય તેમ, આપણે ખોઇ નાખીએ છીએ. માટે વખતની કરકસર કેમ કરવી, તથા તેનો સદુપયોગ કેમ કરવો તેના સંબંધમાં પ્રધાન નિયમ એ છે કે તેને તપાસતા રહેવાનો આપણે અભ્યાસ પાડવો જોઇએ. આલ્ફ્રેડે આવો અભ્યાસ પાડયો હતો, અને વખત માપવાને માટે તેણે જે યંત્ર બનાવ્યું હતું તે આપણને આશ્ચર્યચકિત કરે છે. પાઠકોએ લક્ષમાં રાખવાનું છે કે તે વખતે હાલનાં જેવાં ઘડીઆળો નહોતાં.

તેણે બાર બાર ઇંચની ૭ મીણબત્તીઓ બનાવી. આ મીણબત્તીઓ ૨૪ કલાકમાં બળી રહેતી હતી. પછી તેણે પ્રત્યેક મીણબત્તી ઉપર વખત જાણવાને માટે કાપા પાડયા. એક કલાકમાં ત્રણ ઇંચ

મીણબત્તી બળતી હતી. આવાં યંત્રથી વખતને માપીને તેણે પોતાનો અભ્યાસ કર્યો હતો. તેણે સાહિત્યના ક્ષેત્રમાં જે કાર્ય કર્યું છે તેપરથી એમ જણાય છે કોઈ પણ રાજવંશીએ મહાન આલ્ફ્રેડ જેટલી વિદ્વત્તા પ્રાપ્ત કરી નથી. શૌર્ય અને વિદ્વત્તાનો સંયોગ એકજ વ્યક્તિમાં થવાથી શી મણા રહે ? પરંતુ આલ્ફ્રેડના જેવી પરિસ્થિતિમાં તેના જેવું પાંડિત્ય અન્ય કોઈ પણ રાજવંશીએ પ્રાપ્ત કર્યું નથી. કેટલાક રાજાઓ ક્ષત્રિય કર્મને માટે નાલાયક હોવાથી તત્ત્વજ્ઞાન અને વિદ્યા પરિશીલનમાં વખત ગાળતા હતા, કેટલાકે સિંહાસનારૂઢ થયા પહેલાં વધારે અનુકૂળ સાધનો હોવાને લીધે ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હતું, પરંતુ આલ્ફ્રેડ તો રાજા તરિકેનાં કર્તવ્ય બજાવતો ગયો અને સિંહાસનારૂઢ થયા પછી જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેથીજ એને વિશેષ માન ઘટે છે.

મહાન પીટરના જીવન વૃત્તાંતપરથી જણાય છે કે જ્ઞાન માત્ર પુસ્તકોથીજ પ્રાપ્ત થતું નથી. જ્ઞાન પ્રાપ્ત કરવાનાં અન્ય સાધનો પણ વિદ્યમાન છે. તે ૧૬૭૨ માં જન્મ્યો અને દશ વર્ષની ઉમ્મરે તો સિંહાસનારૂઢ થયો. તે છતાં પણ થોડા વખત સુધી સઘળી રાજસત્તા તેની બેન સોફીઆના હાથમાં હતી. સોફીઆ પીટરના કરતાં પાંચ વર્ષ મોટી હતી. હજી તો તેની બાલ્યાવસ્થા પુરી થવાની હતી તે પહેલાં ૧૬૮૯ માં તેણે સર્વ રાજવ્યવસ્થા પોતાના હસ્તમાં લઈ લીધી અને પોતાની બેનને મઠમાં કેદ કરી. હવે પીટરે પોતાની પ્રજાના વ્હેમો અને જુના ખરાબ રિવાજો દૂર કરાવ્યા અને તેને જંગલી અવસ્થામાંથી સભ્ય અવસ્થામાં આણી મૂકી. પીટર પોતે પણ જંગલી અવસ્થામાંજ જન્મ પામ્યો હતો. અને તેવીજ પરિસ્થિતિમાં તેનું લાલનપાલન થયું હતું. અને તેના જીવન પર્યંત તેની કેટલીક રૂઢ થઈ ગયેલી ટેવો દૂર થઈ નહોતી. તેને પોતાની જાતને તથા પોતાની પ્રજાને સુધારવાનો દીર્ઘ પ્રયાસ કરવો પડયો હતો.

પોતાના રશીઆ દેશને માટે નૌકા ખાતુ તૈયાર કરવાની મહત્વાકાંક્ષા તેને કેવી રીતે ઉત્પન્ન થઇ તે વિષે જે વાત બહાર આવી છે તે પરથી તેનાં ચરિત્રની ખુબી પ્રકટ થાય છે. એક જુના સામાન રાખવાના ભંડારમાં એક વખત તેની દ્રષ્ટિ એક અતિ જૂના થઈગયેલા નાના અંગ્રેજી વ્હાણ ઉપર પડી. તેના પિતાએ અનેક વર્ષો પૂર્વે આ વહાણ મંગાવ્યું હતું. એનો પિતા પણ બુદ્ધિશાળી રાજા હતો અને તેણે પણ પોતાની પ્રજાનો પુનરુદ્ધાર કરવાને માટે ઘણી યોજનાઓ ઘડી હતી. પરંતુ આ યોજનાઓ ભૂલાઇ ગઇ હતી. એટલુંજ નહિ પણ તેનો મૂળ હેતુ પણ વિસ્મૃત થઇ ગયો હતો. પરંતુ જ્યાં પીટરની દ્રષ્ટિ પેલા વહાણ ઉપર પડી કે તરતજ તેનું લક્ષ્ય તેનાપર ચોંટયું. તેની પાસે જે થોડા પરદેશીઓ હતા તેની પાસેથી તેણે ડૉલ અને સઢની શી ઉપયોગિતા છે? વગેરે બાબતની ખબર મેળવી લીધી. અરે! આવી આવી સાધારણ બાબત પણ તે જાણતો નહોતો. આવી આવી માહિતી મેળવ્યા પછી તે પેલા જીર્ણ વહાણને વધારે ઉત્સુકતાથી તપાસવા લાગ્યો. અંતે તેણે તે જીર્ણ વહાણને સમરાવ્યું અને પાણીમાં ફરતું કરાવ્યું ત્યારે તે જંપ્યો. ત્યાર પછી તેણે એક બીજું વહાણ શોધી કાઢયું અને તેને પણ સમરાવીને પોતે ખલાસીનું કામ બરાબર શીખી લીધું. ત્યાર પછી તેણે વહાણો ખરીદાં અને પોતાની ગોદીમાં બંધાવ્યાં.

પરંતુ પીટરે સૌથી મહાન યોજના પોતાની પ્રજાને સુધારવાને માટે કરી. તેનો આરંભ ૧૬૯૭ માં થયો હતો, અર્થાત્ આ સાલમાં તે જાતે પોતાના વકીલનો રસાલો લઈ યુરોપના જુદા જુદા દેશોની સભ્યતા જોવાને માટે નીકળ્યો. તે પ્રશીઆમાં થઇને હૉલેંડમાં આવ્યો અને ત્યાંના મુખ્ય શહેર આમ્સ્ટર્ડામમાં ઉતર્યો. ત્યાંની સરકારે તેને સારૂં આદરાતિથ્ય કર્યું પણ તે પોતે તો રાજા તરિકે છતો નજ થયો.

શહેરના જુદા જુદા મહોલ્લાઓનું નિરીક્ષણ કરવામાં તેણે પ્રથમના થોડા દિવસ ગાળ્યા. તે ત્યાંની શોભા જોઇને ચકિત થયો. તે નગરમાં જે જુદાં જુદાં કળાકૌશલ્યનાં કાર્યો થતાં હતાં અને જે જે વ્યાપાર ધંધા ચાલતા હતા તેનું તેણે સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું. પરંતુ આમસ્ટર્ડા-મથી થોડે મૈલને અંતરે આવેલા સાર્ડામ નામના સ્થળે ઇસ્ટ ઇન્ડીઆ ડૉકયાર્ડ નામની જે વહાણો બાંધવાની ગોદી હતી તેણે તેનું ખાસ ધ્યાન ખેંચ્યું. અહીંઆં તેણે એક સાધારણ કારીગર તરિકે દાખલ થવાનો નિશ્ચય કર્યો અને પીટર મીકેલોફનું સાધારણ નામ ધારણ કરીને તેમાં દાખલ થયો. ત્યાં તેને અન્ય કારીગરોના જેવોજ સાદો ખોરાક, સાદાં કપડાં અને સાદી શય્યા મળતી હતી. સાર્ડામનાં જે છાપરાંમાં તે રહેતો હતો તે છાપરૂં અદ્યાપિ વિદ્યમાન છે અને તે પ્રવાસીઓને બતાવવામાં આવે છે. જ્યારે તે પહેલવહેલો આ ગોદીમાં દાખલ થયો ત્યારે કોઇએ તેને ઓળખ્યો નહિ અને તેણે પણ લોકોનું કાંઈ ધ્યાન ખેંચ્યું નહિ. પરંતુ જ્યારે તેને રાજા તરિકે ઓળખવામાં આવ્યો ત્યારે પણ તે લોકો તરફના માનપાનની દરકાર રાખતો નહિ, પરંતુ ઉલટા માન આપનારાઓને ખાળતો. તેણે એક વહાણ બાંધ-વામાં ઘણો ભાગ લીધો હતો અને તે વહાણ જ્યારે સંપૂર્ણ થયું ત્યારે તેનું નામ 'સેંટ પીટર' રાખવામાં આવ્યું. પછી આ વહાણ તેણેજ ખરીદી લીધું. આ પ્રમાણે જ્યારે તે એક કારીગર તરિકે કામ કરતો હતો ત્યારે પણ તેણે પોતાના રાજા તરિકેનાં કર્તવ્યો પ્રતિદુર્લક્ષ્ય કર્યું નહોતું. આખો દિવસ કામ કર્યા પછી તે સાયંકાળે પોતાના મંત્રી પર મોકલવાને માટે આજ્ઞાપાત્રિકા લખી કાઢતો અથવા પોતાના વકીલ સાથે હૉલેંડની સરકાર પાસેથી થોડાં વહાણો અને નાવિકો મેળવવાના સંબંધમાં મસલત કરતો. પરંતુ તેને હોલેંડમાંથી વહાણો અને નાવિકો મેળવવાની પોતાની યોજનામાં વિજય પ્રાપ્ત થયો નહિ.

હોલેંડ છોડીને પીટર ઇંગ્લાંડ ગયો. ઈંગ્લાંડની સરકારે તેને લેવાને માટે વહાણ મોકલ્યું હતું. પરંતુ લંડનમાં પહોંચ્યા પછી તેણે પોતાની સાથે એક ખાનગી ગૃહસ્થ તરિકેજ વર્તવાને માટે ઇંગ્લાંડની સરકારને આગ્રહ કર્યો. જેમ તેણે હોલેંડમાં કર્યું હતું તેમ ઈંગ્લાંડમાં પણ જુદા જુદા દેખાવો જોવામાંજ પ્રથમ થોડો સમય વ્યતીત કર્યો. તે ત્યાંનો સુપ્રસિદ્ધ ટાવર જોવાને પણ ગયો હતો. અહીંઆંનો શસ્ત્રભંડાર અને ટંકશાળ જોઇને તે ઘણો પ્રસન્ન થયો. જ્યારે પાર્લામેન્ટમાં કામકાજ ચાલતું હતું ત્યારે તે ત્યાં ગયો હતો. તે બે ત્રણ વખત નાટયગૃહમાં ગયો હતો, પરંતુ તેને ત્યાં ઝાઝો રસ પડયો નહિ. તેને દેવળની મુલાકાત લેવાનો ઘણો નાદ થતો. તે જુદા જુદા પંથના લોકોની પ્રાર્થનાની રીત કેવી હોય છે તે જોવાને એટલો તો ઉત્સુક હતો કે તે ભિન્ન ભિન્ન દેવળોમાં પ્રાર્થના ચાલતી હોય ત્યારે તેની મુલાકાત લેતો. એક વખત તે કવેકર પંથાનુયાયીઓની સભામાં પણ ગયો હતો. તે ઓક્સ્ફર્ડ અને પોર્ટ્સમાઉથ ગયો ત્યારે ત્યાંના લોકોએ તેનો ઘણો આદરસત્કાર કર્યો. આ વખતે તેના માનમાં એક જૂઠું દરિયાઇ યુદ્ધ કરવામાં આવ્યું હતું. આ વખતે તેણે જાહેર કર્યું કે રશિયાના ઝાર કરતાં હું એક અંગ્રેજ એડમીરલને વધારે સુખી ગણું છું. તેને જે કાર્યમાં નિષ્ણાત થવાનો વિચાર થતો તે કાર્ય ગમે તેટલું ક્ષુદ્ર કાં ન હોય, પરંતુ તેની ક્ષુદ્રતા પ્રતિ લેશ પણ લક્ષ ન આપતાં તે ઉદ્યોગ અને ખંતપૂર્વક તે કરવાને મંડી પડતો. આ ઉદ્દેશ સાધ્ય કરવાને માટે કાગળની મીલો, લાકડાં વહેરવાની મીલો, દોરડાં વણવાનાં કારખાનાંઓ અને એ જાતનાં અન્ય કારખાનાંઓમાં મજુર તરિકે કામ કરવાને તે જરા પણ અચકાતો નહિ. ઘડીઆળ બનાવવાના હુન્નર પ્રતિ તો તેણે ખાસ ધ્યાન આપ્યું હતું. અંગ્રેજ સરકારે તેને રહેવાને માટે વેસ્ટમીન્સ્ટર બ્રીજની પાસે એક મકાન આપ્યું હતું. પ્રથમ તે આ મકાનમાં રહેતો

હતો; પરંતુ તે મકાનની આગળ અવાજ બહુ થતો હતો અને જે હેતુ સાધવાને માટે તે ઇંગ્લાંડમાં આવ્યો હતો તેને તે અનુકૂળ ન હોવાને લીધે તે થોડા વખતમાં તેનો ત્યાગ કરીને ડેપ્ટફર્ડમાં જતો રહ્યો. વ્હાણ સારી રીતે કેમ બાંધી શકાય, એ હુન્નર શીખવાને માટે તે ખાસ કરીને ઇંગ્લાંડમાં આવ્યો હતો તેથી તેણે ડેપ્ટફર્ડની ગોદીમાં કેટલોક સમય ગાળ્યો. સાર્ડામમાં જે પ્રમાણે તેણે કારીગર તરિકે કામ કર્યું હતું તેમ આ ગોદીમાં પણ કામ કરવાને તે અચકાયો નહિ. આ ગોદીમાં જે ઉત્તમ પ્રકારે કામ થતું હતું તેથી તે એટલો તો પ્રસન્ન થયો, કે તેણે પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો કે જો હું ઈંગ્લાંડ આવ્યો ન હોત તો આ હુન્નર હું કદિ પણ સાધી શકત નહિ. તે ડેપ્ટફર્ડમાં સુપ્રસિદ્ધ જોન ઇવેલીનને ઘેર રહ્યો હતો. તે પોતાની નોંધ પોથીમાં ૧૬૯૮ ના જાન્યુઆરીની ૩૦ મી તારિખને દિને નીચે પ્રમાણે લખે છેઃ—

"રશિયાનો ઝાર ઇંગ્લાંડમાં આવ્યો છે અને તેને વહાણ કેમ બંધાય છે તે જોવાની ઇચ્છા છે તેથી તેણે મારૂં ઘર ભાડે રાખ્યું છે અને તેને રાચરચીલાંથી શૃંગારીને પોતાનો મહાલય બનાવ્યો છે." પીટર ત્યાં ૨૧ મી એપ્રીલ પર્યંત રહ્યો. ઇવેલીનના નોકરે તેના પર જે પત્ર લખ્યો હતો તે પરથી ઝાર ત્યાં કેવી રીતે રહેતો હતો તેની કાંઇક ઝાંખી કલ્પના થશે. તે લખે છે કે "એ ઘરમાં પુષ્કળ લોકો વસે છે અને તે મલિન બની રહ્યું છે. તમારા પુસ્તકાલયની પાસે આવેલા ઓરડામાં ઝાર રહે છે અને તમારા અભ્યાસગૃહની પાસે આવેલા દિવાનખાનામાં જમે છે. તે સવારે દશ વાગે અને સાંજે છ વાગે જમે છે, અને આખા દિવસમાં કદાચજ ઘરમાં માલમ પડે છે. તે કેટલીક જાતના વેશ બદલ્યા કરે છે. આપણા રાજા (ઇંગ્લાંડના રાજા) આજે અહીંઆં આવવાના છે. આપણા ભવ્ય દિવાન-

ખાનામાં તેમનું સ્વાગત કરવામાં આવશે. તેનો સઘળો ખર્ચ રાજા પોતે આપનાર છે.”

ઝાર પોતાનો ઘણોખરો વખત ગોદીમાં ગાળતો તોપણ અવકાશના સમયે તે ગણિતશાસ્ત્ર, નૌકાશાસ્ત્ર, અને અંગછેદન શાસ્ત્રનો પણ અભ્યાસ કરતો હતો. અંગછેદન શાસ્ત્રનો પ્રથમ અભ્યાસ તેણે હોલેંડમાં પ્રોફેસર રાઇસની પાસે શરૂ કર્યો હતો. આ વિદ્વાનનું સંગ્રહાલય પાછળથી ઝારે ૩૦૦૦૦ ફ્લોરીન આપીને ખરીદી લીધું હતું. સુપ્રસિદ્ધ વ્યક્તિઓની મુલાકાત લેવાની તક પીટરે કદી પણ ગુમાવી નહોતી. અને હોલેંડ તથા ઇંગ્લાંડના સર્વોત્તમ વિદ્વાનોની સાથે તેણે પરિચય કર્યો હતો. આવા કેટલાક વિદ્વાનોને તે રશીઆમાં લઈ ગયો હતો. પોતાની પ્રજાના હૃદયમાં અન્ય પ્રજાની સાથે વિદ્યાકળાની બાબતમાં સ્પર્ધા કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય, એટલા માટે તે સુંદર કળાના અદ્ભુત આદર્શો ખરીદવામાં તેણે ઘણા પૈસા ખરચ્યા હતા.

પીટરે સ્વદેશમાં જઇને સખ્ત હાથે સુધારાનો પ્રચાર કરવા માંડ્યો અને રશીઆની કેટલીક જુની સંસ્થાઓમાં સર્વથા ફેરફાર કરી નાંખ્યો. સાધારણ જનસમાજના રીતિરિવાજો અને સ્વભાવમાં પણ તેણે સુધારો કરવા માંડ્યો. અગાઉ રશીઆ ઘણોજ જંગલી દેશ હતો, પરંતુ પીટરના પ્રયાસથી તે દેશના લોકો ઘણા સભ્ય બન્યા. નૌકાશાસ્ત્ર, વ્યાપ.ર, ખેતી વગેરેનું સારૂં જ્ઞાન પોતાની પ્રજાને આપ્યું. વળી તે સેક્સનીમાંથી ઘેટાં અને ભરવાડોને લાવ્યો તથા પોતાના દેશના લોકોને ઘેટાં પાળીને તે વ્યાપારમાંથી પૈસા કેમ પેદા કરવા તે બતાવ્યું. બીજા દેશોમાંથી તેણે સર્વ જાતના હુનરી લોકોને તેડાવ્યા અને દેશના નૈસર્ગિક સાધનોનો ઉત્તમ ઉપયોગ કરવાના કાર્યમાં તેમને યોજ્યા. તેણે નવી રાજધાની વસાવી. યુરોપના અન્ય દેશોમાં જેવાં શહેરો હતાં તે પ્રકારનું શહેર રશીઆમાં પહેલવહેલું આજ થયું. તે જ્યારે ગાદીએ

બેઠો ત્યારે જે સ્થળ તેના તાબામાં નહોતું તેજ સ્થળપર આ વખતે તેણે રાજધાનીનું શહેર બાંધ્યું. તેણે શાળાઓ, વિદ્યાલયો, પુસ્તકાલયો, સંગ્રહાલયો વગેરેની સ્થાપના કરી અને લોકોને સ્થાયી અને આગળ વધ્યા કરે એવા સુધારાનો લાભ આપ્યો.

નવા શહેરમાં તેણે વૈદ્યોની એક પાઠશાળા, એક ઔષધાલય, એક વેધશાળા, અને એક વનસ્પતિની વાડી ( Botanical garden ) ની સ્થાપના કરી. એ શિવાય પણ ઘણી સંસ્થાઓ તેણે સ્થાપી હતી. ૧૬ મા શતકના મધ્ય ભાગમાં રશિઆમાં છાપવાની કળા દાખલ થઈ હતી. પરંતુ તેથી રશિઆમાં કાંઈ વિશેષ પુસ્તકો પ્રચાર પામ્યાં નહોતાં. પીટર જ્યારે ગાદીએ બેઠો, ત્યારે તેણે પોતાના દેશને ગ્રંથવિરહિત દશામાંજ જોયો હતો. આ ન્યૂનતા પૂરી નાંખવાને માટે તેણે કેટલાક શાસ્ત્રીય ગ્રંથોનું રશિયન ભાષામાં ભાષાંતર કરાવ્યું અને જ્યારે તે આમસ્ટર્ડામ ગયો ત્યારે તેણે તે નગરના એક છાપનારને તે પુસ્તકો મુદ્રાંકિત કરવાને માટે રોક્યો. આ છાપનારને સમસ્ત રશિઆ દેશમાં તે પુસ્તકો વેચવાનો ખાસ હક્ક આપ્યો હતો. ત્યાર પછી તેણે રશિયન મૂળાક્ષરોમાં કેટલોક ફેરફાર કરીને તેને સાદા બનાવ્યા. તેણે પોતાના વસાવેલા સેંટપીટર્સબર્ગમાં કેટલાંક છાપખાનાં કાઢયાં અને પ્રાથમિક પુસ્તકો છાપી છાપીને દેશમાં તેનો પ્રચાર કરવા માંડયો. આ પુસ્તકોમાંનો મોટો ભાગ પરભાષાનાં ભાષાંતરનોજ બનેલો હતો.

૧૭૧૭ ની સાલમાં પીટર ફરી વિદેશના પ્રવાસે નીકળ્યો. આ વખતે તે પોતાના દરબારી દાઠમાંજ હતો. તેણે હેમ્બર્ગ, બર્લિન, આમસ્ટર્ડામ અને પૅરીસનું અવલોકન કર્યું. પૅરિસની સંસ્કૃતિ તેને સર્વથી ઉચ્ચ પ્રકારની જણાઈ. મનુષ્યના ઉપયોગ અને વૈભોગને માટે જે જે ઉત્તમ વસ્તુઓ તે વખતમાં હતી, તે તે સર્વ તેણે પૅરિસમાં જોઈ. હવે તેણે જાતે હુન્નર શીખવાનો અભ્યાસ છોડી દીધો. તે છતાં

ણ નવી અને અદ્દ્ભુત વસ્તુ ઉત્પન્ન કરનારાં કારખાનાંઓનું નિરીક્ષણ રવાનું તેણે છોડી દીધું નહોતું. તેણે વેધશાળા, ગ્રંથાલય અને પૃથક્ ૃથક્ વિદ્યાવિષયક સંસ્થાઓનું નિરીક્ષણ કર્યું. વિજ્ઞાન વિદ્યાલય Acodemy of sciences ) માં મળેલી એક સભામાં તેણે હાજરી આપી હતી. આ વિદ્યાલયના એક સભ્ય તરિકે તેને સ્વીકારવામાં આવ્યો હતો.

આ મહાન પુરુષના શિક્ષણ પ્રતિ એના બાલ્યકાળમાં લેશ પણ લક્ષ આપવામાં આવ્યું નહોતું. તેની ભગિની અને તેના મંત્રીઓએ તેને એવી વસ્તુઓમાં પૂરી મૂક્યો હતો, કે જેથી એની નીતિ અને બુદ્ધિ અધઃપતિત થઇ જાય અને એની જ્ઞાનેચ્છા દબાઇ જાય. તેના ચારિત્ર્યમાં જે દોષો રહી ગયા હતા તે નિઃસંશય તેની બાલ્યકાળની પતિતાવસ્થાનું પરિણામ હતું. તેના કેટલાક દોષો જીવનપર્યંત વિલુપ્ત થયા નહોતા, તે છતાં પણ એક દોષપર તો તેણે અંતે સર્વાંશે વિજય મેળવ્યો હતો. જો તેનો આ દોષ વિલુપ્ત થયો ન હોત, તો તેણે જે મહાન યોજનાઓ અમલમાં મૂકી, તેને પાર પાડી શકત નહિ. તારુણ્યમાં તે જલદ સુરાપાન કરવાનો ઘણોજ શોખી હતો, પરંતુ આ વિનાશક વ્યસનથી ઉત્તર જીવનમાં તે સર્વાંશે મુક્ત થયો હતો. જે દુર્ગુણોપર તે વિજય પ્રાપ્ત કરી શક્યો નહોતો તે દુર્ગુણો વિષે તેને ભાન નહોતું એમ કહી શકાતું નથી. આ દુર્ગુણો પ્રત્યે તેને અત્યંત ઘૃણા પેદા થતી અને તે ઘણી વખત ક્રોધાવેશમાં બોલી ઉઠતો કે ' અફસોસ ! મેં મારી પ્રજાને સુધારી છે, પરંતુ હું મારી જાતને સુધારવાને શક્તિમાન થયો નથી.'' પૂર્વાવસ્થામાં શિક્ષણ પ્રતિ જે દુર્લક્ષ્ય કરવામાં આવ્યું હતું તેનો ખંગ ઉત્તરાવસ્થામાં વાળી લેવાને માટે આ મહાન રાજાના જેટલો પ્રયાસ અન્ય કોઇ પણ કોટિના મનુષ્યે નહિ કર્યો હોય ! ખાસ કરીને તેણે બુદ્ધિવિકાસને માટે જે

ભગીરથ પ્રયત્ન કર્યો તેતો અદ્‌ભુતજ છે. ગણિતવિદ્યા, યંત્રવિદ્યા, નૌકાશાસ્ત્ર, વૈદ્યવિદ્યા, અંગછેદન વિદ્યા, આદિ વિદ્યાઓમાં નિષ્ણાત થયા ઉપરાંત તેણે યુરોપની અનેક ભાષાઓપર સ્વામિત્વ પ્રાપ્ત કર્યું હતું. તેણે ફ્રેંચ ભાષામાંથી કેટલાંક પુસ્તકોનું ભાષાંતર કર્યું છે. આ ભાષાંતરની હસ્તલિખિત પ્રતો સેંટપીટર્સબર્ગમાં અદ્યાપિ સુરક્ષિત રાખવામાં આવી છે. બાલ્યકાળમાં પ્રાપ્ત કરેલાં શિક્ષણની કિમ્મત પીટર આંકી શકતો હતો, જો કે તે પોતે તેવું શિક્ષણ મેળવવાને ભાગ્યશાળી થયો નહોતો. એક દિવસ તેની બે કુંવરીઓ એક ફ્રેંચ ગ્રંથકર્ત્તાનું પુસ્તક વાંચતી હતી. આ સમયે પીટર તેમની પાસે ગયો અને તેણે એક કુંવરીને ફ્રેંચમાંથી રશિયન ભાષામાં થોડાં વાક્યોનું ભાષાંતર કરવાને કહ્યું. તેણે તે ભાષાંતર ઘણી સરળતાથી કર્યું તેથી તે આશ્ચર્યચકિત થઇને બોલી ઉઠયો "આહ! મારાં છોકરાંઓ! તમારી બાલ્યાવસ્થામાં તમને આ રીતે વાંચતાં શીખવવામાં આવે છે તેથી તમે કેવાં સુખી છો! જે શિક્ષણનો મને લેશ પણ લાભ મળ્યો નહોતો તેનો સર્વ લાભ તમે ભોગવો છો, માટે તમે મારા કરતાં સુખી છો." તે વારંવાર કહેતો કે બાળપણમાં શિક્ષણ પ્રાપ્ત કરવાને માટે મેં મારી એક આંગળીનો ભોગ ખુશીથી આપ્યો હોત.

અંતે જ્યારે તેણે શિક્ષણ પ્રાપ્ત કરવા માંડયું ત્યારે તે ઉચ્ચ પ્રકારનાં સુંદર સાહિત્યનો લાભ લેવાને પણ ચૂકયો નહિ, તથા ઘણી જાતની કળા તથા હુન્નરો પણ તેણે શીખી લીધા. જ્યારે તેણે હોલાંડ દેશની પહેલી વખત મુલાકાત લીધી ત્યારે તેને અનેક સુંદર ચિત્રો જોવાનો પ્રસંગ મળ્યો હતો. આથી તેને ચિત્રકળાનો નાદ લાગ્યો. પાછળથી તે ચિત્ર ચિતરવામાં ઘણો સમય ગાળતો હતો. જ્યારે તે આમ્સ્ટર્ડામમાં હતો ત્યારે તે શહેરમાં વસતા ઉત્તમોત્તમ ચિત્રકારોના નિવાસસ્થાનમાં ઘણા વખત સુધી બેસતો અને ચિત્રકળાનો અભ્યાસ

કરતો. કેટલાક ચિત્રકારોને તે પોતાની સાથે રશીઆમાં લઈ ગયો હતો. ત્યાર પછી તેણે ચિત્રો અને નકશી કામના નમુનાઓ ખરીદવામાં ઘણું દ્રવ્ય ખર્ચ્યું અને સેંટપીટર્સબર્ગમાં એક ચિત્રસંગ્રહાલયની સ્થાપના કરી. વળી તેણે ચાંદો પણ એકત્રિત કરવા માંડયા. ઉચ્ચ પ્રકારનાં શિક્ષણને પીટરે ઘણું ઉત્તેજન આપ્યું; તે જાતે પણ વખત મળતાં ઉચ્ચ પ્રકારનું જ્ઞાન મેળવવામાં પાછી પાની કરતો નહોતો. ઐતિહાસિક સ્મારક ચિન્હો ધરાવનાર કોઇ પણ દેશમાંથી તે પોતાના લશ્કરને લઇ જતો, ત્યારે તે લશ્કરથી છૂટો પડીને સુપ્રસિદ્ધ ખંડિયેર અથવા સુપ્રખ્યાત સ્થળને તપાસવાને માટે ઘણા ગાઉ સુધી નીકળી જતો. પોતાના દેશનાં ઐતિહાસિક સ્મારક ચિન્હો સુરક્ષિત રાખવાને માટે તે ઘણી કાળજી ધરાવતો હતો. જે જે સ્થળની તે મુલાકાત લેતો તે તે સ્થળ વિષે બને તેટલી માહિતી અગાઉથી મેળવી લેવાની તેને આદત હતી. તે નાનામાં નાનાં ગામડામાં જતો તો ત્યાં પણ તે અહીંઆં કાંઇ મહત્વની બાબત છે કે નહિ એવી તપાસ કરતો. લોકો કહેતા કે અહીંઆં તો મહત્વની વસ્તુ કાંઇ નથી, ત્યારે તે કહેતો કે "એમ કેમ કહેવાય? તમને જે વસ્તુ મહત્વની નહિ લાગતી હોય તે કદાચ મને મહત્વની લાગે પણ ખરી. આપણે સર્વ વસ્તુની તપાસ કરીશું." આવી તપાસ કરવાને તે જ્યારે જ્યારે નીકળતો ત્યારે ત્યારે તે પોતાની સાથે નોંધપોથી લઇ લેતો અને સ્મરણમાં રાખવા યોગ્ય કોઈ પણ વસ્તુને જોતો તો તેની નોંધ કરી લેતો. ઘણી વખત તે પોતાની ગાડીમાંથી ઉતરી પડતો અને ખેતરમાં કામ કરતા ગામડીઆઓના સાથે ખેતી વિષે વાતચીત કરતો. વળી તે તેમને ઘેર જતો, તેમનાં રાચરચીલાં તપાસતો અને તેમનાં ખેતીનાં હથિઆરોનાં ચિત્રો દોરી લેતો. આ રીતે તેણે ઘણી ચોક્કસ અને સૂક્ષ્મ માહિતી મેળવી લીધી અને પાછળથી આ માહિતીનો ઉપયોગ પોતાના દેશની સુધારણામાં કર્યો.

પીટરને અંગછેદન વિદ્યાનો અભ્યાસ કરવાનો ઘણો શોખ હતો. સેંટપીટર્સબર્ગમાં કોઈના શરીરપર વાઢકાપ કરવામાં આવતી ત્યારે તેને તપાસવાનો લાભ તે ક્વચિતજ ગુમાવતો. કોઇ કોઇ વખત તો, તે તે કાર્યમાં સાહાય્ય પણ કરતો. તે ઘણી કુશળતાથી દર્દીની નસ ખોલતો અને દાંત ખેંચી કાઢતો. મોસ્કોથી ૭૦ માઇલના અંતરપર આવેલા એક લોઢાના કારખાનામાં તે એક માસ પર્યંત રહ્યો હતો. અને આ અરસામાં તેણે લુહારનું કામ શીખવાનો પ્રયાસ કર્યો હતો. લુહાર તરિકે કામ કરતાં તે એક લુહારના જેટલી મજુરી લેતો. આ મજુરીનો રોજ આશરે એક રૂપીયાનો હતો. આ મજુરીના પૈસામાંથી તેણે જોડાની એક જોડ ખરીદી હતી. આ જોડ તે લોકોને ઘણા આનંદથી દેખાડતો હતો. તેણે એક સળીઓ ઘડયો હતો, તેને અદ્યાપિ જાળવી રાખવામાં આવ્યો છે. નહેરો ખોદવાના કામમાં પણ તે કેટલીક વખત મદદ કરવાને ઉતરી પડતો. દેશમાં નહેરો કરવાને માટે તેણે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતું. લોકોમાં જે જે નવા સુધારા તે દાખલ કરતો તે તરફ લોકોનો વિરોધ એટલો બધો હતો કે તેણે જાતે જો તે સુધારામાં ભાગ લીધો ન હોત તો ઘણા સુધારા અટકી પડયા હોત.

પીટર ૧૭૨૫ ની સાલમાં ૫૩ વર્ષની વયે મરણ પામ્યો. પોતાની જાતનેજ નહિ પરંતુ પોતાના દેશને સુધારવાના કાર્યમાં તેને એટલાં બધાં વિઘ્નોની સામે થવું પડયું હતું, કે જો તેનો નિશ્ચય લુલો પાંગળો હોત તો તેને કદિ પણ વિજય મળી શકત નહિ. મહાન મગજશક્તિ ધરાવનાર અને મહાન કાર્યો કરનાર રાજાઓ ભાગ્યેજ પીટર જેવા થયા હશે. તેણે જે જે સુધારા કર્યા છે, તે સર્વ સ્થાયી અને કલ્યાણકારક છે. આ બાબતમાં બીજા મહાન રાજાઓની સાથે પીટરની તુલના કરો એટલે તમને તેમની અને તેની વચ્ચેનો ભેદ સમજાશે. બીજા રાજાઓએ પોતાનાં બાહુબળથી પૃથ્વીને ધ્રુજાવી મૂકી હશે,

પરંતુ પીટર તેમનાથી કેટલો મહાન હતો તેનો વિચાર કરો. સિકંદરે સ્વહસ્તમાંથી રાજદંડ મૂક્યો કે તરતજ તેનું મહાન સામ્રાજ્ય કરરર ભુસ થઈ ગયું. ચાર્લેમેનનું પણ તેમજ થયું. બોનાપાર્ટનાં રાજ્યની પણ તેજ અવસ્થા થઇ. આ સર્વે રાજાઓ પ્રત્યેક વસ્તુનું ઉન્મૂલન કરીને એક પણ વસ્તુનો પાયો નાંખી શક્યા નહોતા. પરંતુ મહાન રશિયન રાજાએ જેનું બીજ વાવ્યું છે તે હજી જીવંત છે. અને દિનપ્રતિદિન વિકાસ પામતું જાય છે અને તેને ફળ પણ આવ્યાં છે. આનું કારણ એ છે કે અન્ય સામ્રાજ્ય સ્થાપકોએ પોતાની સંસ્થાઓ નિભાવવાને માટે માત્ર અથવા મુખ્યત્વે કરીને તરવાર ઉપર વિશ્વાસ રાખ્યો હતો, ત્યારે મહાન પીટરે તેનો પાયો જ્ઞાન અને સુધારણાનાં નૈતિક બળ ઉપર નાંખ્યો હતો.

પ્રશીઆનો રાજા મહાન ફ્રેડરીક બર્લિનમાં ૧૭૧૨ ની સાલમાં જન્મ્યો હતો. આ મહાન રાજાનાં જીવનનો મોટો ભાગ અનેક શત્રુઓની સાથેના યુદ્ધમાં વ્યતીત થયો હતો. આખા દિવસમાં તેને ક્વચિત્જ એકાદ પળનો પણ અવકાશ મળતો. અને જો તેને સંયોગવશાત્ એકાદ પળનો અવકાશ મળતો તો તે તે પળનો ઉપયોગ અભ્યાસમાં કરી લેતો. ફ્રેડરિકને બાલ્યાવસ્થાથીજ વાંચનનો ઘણો શોખ હતો. તેનો પિતા એવા વિચારનો હતો કે જે માણસને પુસ્તકનો બહુ નાદ હોય છે તે સારો યોદ્ધો બની શકતો નથી; તેથી તેને પોતાના પુત્રની આ ટેવ ગમતી નહિ. તે છતાં પણ ફ્રેડરિક તો પોતાના વાંચનને વળગીજ રહ્યો. તેના ઉત્તર જીવનમાં તેણે ઘણાં યુદ્ધો કર્યાં હતાં, તે છતાં પણ તેના વાંચનનો શોખ નાશ પામ્યો નહોતો કિંવા ન્યૂન થયો નહોતો. અંતે જ્યારે તે યુદ્ધવ્યવસાયમાંથી મુક્ત થયો અને તેને પોતાની તલવાર મ્યાન કરવી પડી, ત્યારે તેણે વિદ્યા હુન્નરનો વિકાસ કરવાને માટે, તેને ઉત્તેજન આપવા માંડ્યું અને જે પ્રમાણે તેણે યુદ્ધમાં

કીર્તિ મેળવી હતી તે પ્રમાણે આ બાબતમાં પણ સુકીર્તિ પ્રાપ્ત કરી.

બાલ્યાવસ્થાથીજ તેનું જીવન મહાન અને નિયમિત પ્રવૃત્તિમાં વ્યતીત થવા માંડયું હતું. સિંહાસનારૂઢ થયા પૂર્વે જ્યારે તે છેક તરુણ હતો ત્યારે રીમ્સબર્ગમાં રહેતો હતો અને ત્યાં તે બહુ કાળજીપૂર્વક પોતાના વખતનો વ્યય ઉદ્યમમાં કરતો હતો. તેનો અવકાશનો સમય પણ વિદ્યાવિલાસમાં ખર્ચાતો હતો, તે વિદ્વાનોની સાથે મૈત્રી રાખતો હતો અને કલાકોના કલાકો સુધી તેમની સાથે તત્ત્વજ્ઞાન સંબંધી વાર્તાલાપ કર્યા કરતો હતો. આ અરસામાં તેણે પોતાના એક મિત્રપર નીચેની મતલબનો પત્ર લખ્યો હતો:—

"દિનપ્રતિદિન હું વખતનો બહુ લોભી બનતો જાઉં છું. હું મારી જાતને વખતનો હિસાબ આપું છું અને જો વખતનો વ્યર્થ વ્યય થાય છે તો મને બહુ શોક થાય છે. મારૂં મન સર્વાંશે તત્ત્વજ્ઞાનાભિમુખ થયું છે. તત્ત્વજ્ઞાને મારી સારી સેવા કરી છે અને તેનો હું અતિ ઋણી છું. હું સુખી છું અને પૂર્વે કરતાં ઘણીજ શાંતિ પામ્યો છું. હવે મારૂં મન બહુ ઉશ્કેરાઈ જતું નથી; અને મારે કયું કાર્ય કરવું તેનો સંપૂર્ણ વિચાર કર્યા પૂર્વે હું કાંઈ પણ કામ કરતો નથી."

ઉપલાજ મિત્રપર તે પોતે તથા તેની સાથે રહેતા વિદ્વાન મિત્રો વખતનો વ્યય કેવી રીતે કરે છે તે વિષે તેણે એક બીજો પત્ર લખ્યો હતો તેમાં તેણે જણાવ્યું હતું કે:—

"અમે અમારાં કાર્યો બે વર્ગમાં વહેંચી નાંખ્યાં છે. એક વર્ગમાં ઉપયુક્ત કાર્યોનો સમાવેશ થાય છે અને બીજામાં વિનોદ માટેનાં કાર્યોનો સમાવેશ થાય છે. તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને ભાષાઓના અભ્યાસને હું ઉપયુક્ત કાર્યોના વર્ગમાં ગણું છું. અને વિનોદને માટે અમે અહીંઆં ગાયનની મોજ માણીએ છીએ તથા કરુણ અને હાસ્ય રસથી ભરેલાં નાટકો કરીએ છીએ. પરંતુ અમે આ વિનોદ-

દાયક કાર્યો માત્ર તાત્ત્વિક વિષયોથી કંટાળી ગયેલા મગજને વિશ્રાંતિ આપવાને માટેજ કરીએ છીએ.”

એની કારકીર્દિના સમયનો ઇતિહાસ લખનાર ડૉ. ટાવર્સ એને વિષે નીચે પ્રમાણે લખે છે, તેપરથી તે પોતાના વખતનો ઘણો સારો ઉપયોગ શી રીતે કરી શકતો હતો તે સમજાય છેઃ—

“તે સામાન્ય રીતે સવારમાં પાંચ વાગે ઉઠતો હતો અને કોઈ કોઇ વખત તો એથી પણ વહેલો ઉઠતો. પોતાના વાળ તે પોતાની જાતેજ ઓળતો અને આ કાર્યમાં બે મિનિટ કરતાં વધારે સમય ભાગ્યેજ રોકતો. તેના જોડા તેની શય્યાની નિકટજ મુકી રાખવામાં આવતા હતા. તે કપડાં પહેરી રહેતો ત્યાર પછી એક અમલદાર પોટ્સ્ડામમાં આવેલા અને ત્યાંથી ગયેલા સર્વે માણસોની નોંધ તેની પાસે લાવતો અને સૈન્યમાં જે જે ઘટના બની હોય તેની પણ નોંધ સાદર કરતો. આ અમલદારને આજ્ઞા આપી દીધા પછી તે પોતાના અંતર્ગૃહમાં જતો અને ત્યાં એકાંતમાં સાત વાગ્યા પર્યંત બેસતો. ત્યાર પછી તે બીજા ઓરડામાં જતો અને ત્યાં કૉફી અથવા ચોકોલેટ પીતો. આ ઓરડામાં એક ટેબલપર પોટ્સ્ડામ, બર્લિન અથવા તેના રાજ્યનાં ગમે તે સ્થળેથી તેનાપર મોકલેલા પત્રો તેને મળતા. પરદેશના પત્રો એક બીજા ટેબલપર જુદાજ ગોઠવી રાખવામાં આવતા હતા. આ સર્વે પત્રો વાંચી લીધા પછી તેના મંત્રીઓને જે પત્રના જવાબ આપવાના હોય તે પત્રોના હાંસીઆમાં મહત્વની બાબત વિષે સૂચના લખી કાઢતો અને ત્યાર પછી જે પત્રો તે પોતે લખવા અથવા લખાવવા ધારતો હોય તે પત્રોને તે પોતાની સાથે પોતાના અંતર્ગૃહમાં લઇ જતો. અંતર્ગૃહમાં તે પોતાના એક ખાનગી મંત્રીની સાથે નવ વાગ્યા પર્યંત રહેતો. ત્યાર પછી તે ફરીથી પોતાના આગલા ઓરડામાં જતો. આ ઓરડામાં તેની આગળ તેના ત્રણ મંત્રીઓ આવતા અને

તેમાંનો પ્રત્યેક જણ પોતે જે કાર્ય કર્યું હોય તે કહી સંભળાવતો. ત્યાર પછી ફ્રેડરિક તેમને આજ્ઞા આપતો અને તેમને જેના જવાબ લખવાના હોય એવા પત્રો આપતો. તે છતાં પણ જ્યાં સુધી રાજા ફ્રેડરિક સર્વ પત્રો પોતે વાંચતો અને તેમાંના ઘણા ઉપર પોતાની સહી કરતો ત્યાં સુધી તેમાંનો કોઇ પણ પત્ર મોકલવામાં આવતો નહિ. દશ વાગે તે પોતાના અંગત સૈનિકોની સાથે વર્તમાન ઘટનાઓ, રાજદ્વારી વિષયો આદિ વિષે વાર્તાલાપ કરતો અને આજ વખતે તે જે લોકોએ અગાઉથી મુલાકાત લેવાની ખબર આપી હોય તેમને મળતો. અગીઆર વાગે તે ઘોડેસ્વાર થતો અને પોતાના સૈનિકો પરેડ કરતા હોય ત્યાં જતો. આજ વખતે તેના આખા રાજ્યમાં સઘળા લશ્કરી અમલદારો સૈનિકોની પરેડ લેતા હતા. ત્યાર પછી તે થોડા વખત સુધી લશ્કરી અમલદારો અને જે લોકોને જમવા બોલાવ્યા હોય તેમની સાથે ઉદ્યાનમાં વિહરતો. એક વાગે તે ભોજન કરતો. તે મુખ્યત્વે કરીને રાજકુમારો, પોતાના બંધુઓ, પોતાના કેટલાક મુખ્ય અમલદારો, કેટલાક સૈનિક અમલદારો અને એકાદ બે ગૃહકારભારીઓની સાથે જમવા બેસતો. જમવામાં એક કલાક કરતાં વધારે વખત તે ગાળતો નહિ. જમ્યા પછી તે ઓરડામાં ટહેલતો ટહેલતો પોતાના અતિથિઓની સાથે લગભગ પા કલાક પર્યંત વાર્તાલાપ કરતો. ત્યાર પછી તે સર્વેને સલામ કરીને પોતાના ખાનગી ઓરડામાં જતો. અને ત્યાં પાંચ વાગ્યા સુધી બેસતો. આ સ્થળે એક માણસ તેને વાંચી સંભળાવતો. બે કલાક પર્યંત વાંચન ચાલતું, ત્યાર પછી નવ વાગ્યા સુધી સંગીત ચાલતું અને તે પોતે પણ વાંસળી વગાડતો. સંગીત પૂરૂં થયા પછી તે પોતાના નિમંત્રેલા બુદ્ધિમાન અને માનીતા મનુષ્યોને મળતો. આ લોકોની સાથે તે અર્ધો કલાક સુધી સેરવો પીતો અને બાર વાગે સૂઇ જતો.

ફ્રેડરિકે સાહિત્યની ઘણી સારી સેવા કરી છે. તેણે મોટા મોટા પચ્ચીસ ગ્રંથો લખ્યા છે. આવું ઉદ્યોગી જીવન ગાળનાર મનુષ્ય સાહિત્યસેવાને માટે અવકાશ પ્રાપ્ત કરી શક્યો એ એક અદ્ભૂત ઘટના છે. જે થોડો ઘણો અવકાશ મળે તેનો સદુપયોગ કરી લેવાથી કેવું મહાન કાર્ય થઈ શકે છે, તે આપણને ફ્રેડરિકના ચરિત્ર ઉપરથી સમજાય છે. વિદ્યોપાસનામાંજ પોતાનું સમસ્ત જીવન ગાળનાર મનુષ્યોને જે અવકાશ મળે છે તે ફ્રેડરિકને કોઈ પણ રીતે મળી શકે એમ નહોતું. તેણે સાહિત્યના ઘણા ગ્રંથો બહાર પાડ્યા છે તેથી તે ગ્રંથોની ઉત્તમતામાં કાંઈ ન્યૂનતા આવી નથી. ઐતિહાસિક રાજકીય તથા તત્ત્વજ્ઞાન વિષયક ગ્રંથો લખી તેણે શ્રેષ્ઠ વિદ્વાનની પંક્તિમાં સ્થાન મેળવ્યું છે. ચાર પાંચ ગ્રંથો તો સમસ્ત યુરોપના સાહિત્યમાં સ્થાન મેળવી શક્યા છે.

---



( વધુ વિગત માટે જુવો સામું પાનું. )

# હજી પણ લેવાય તો લ્યો !

'ચરિત્રમાળા' નાં સં. ૧૯૬૮ ના વર્ષનાં પૃષ્ઠ ૧૭૫૦ નાં
નીચલાં ઉપયોગી પુસ્તકો હજી પણ મળે છે.

## શ્રી બુદ્ધ ચરિત્ર અને ઉપદેશ.

પૃષ્ઠ ૨૮૦ કિં. ૦ાા પાકુ પૂઠું ૦ાા પો. માફ.

## ભારતનાં સ્ત્રી રત્નો ગ્રંથ ૧ લો.

પ્રાચીન ૧૨૫ સ્ત્રીઓનાં ઉત્તમ ચરિત્રો.

પૃષ્ઠ ૭૨૦ કિં. રૂ. ૧ પાકું પૂઠું રૂ. ૧ા પો. ૦ા

## ભારતનાં સ્ત્રી રત્નો ગ્રંથ ૨ જો.

ઇતિહાસિક ૧૮૦ સ્ત્રીઓનાં ઉત્તમ ચરિત્રો.

પૃષ્ઠ ૭૫૦ કિં, રૂ. ૧ પાકુ પૂઠું રૂ. ૧ા પો. ૦ા

ત્રણ પુસ્તકોનો સટ રૂ. ૨, પાકાં પૂઠાં રૂ. ૩, પો. માફ વી. પી. જુદું.
ચાલુ સાલમાં પણ દેશવિદેશના મહાન પુરૂષો ઇ. નાં ઉત્તમ
ચરિત્રો નીકળવા માંડયાં છે. ગ્રાહક થવાને લખો,—

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની શાખા અમદાવાદ.

## સુપ્રસિદ્ધ અંધ મનુષ્યો.

અંધાપો એક એવી વિપત્તિ છે કે જેથી મનુષ્ય ઘણાં જ્ઞાનથી વંચિત રહે છે. તે છતાં પણ આપણને કેટલાંક ઉદાહરણો એવાં મળી આવે છે કે અંધાપો પ્રાપ્ત થયા છતાં પણ મનુષ્યોએ ઉત્તમ પ્રકારનાં જ્ઞાનની પ્રાપ્તિ કરી હતી. આવાં ઉદાહરણો પૈકી થોડાં અધિક પ્રસિદ્ધિ પામેલાં ઉદાહરણો અમે પાઠકોની સન્મુખ સાદર કરીએ છીએ.

પ્રારંભના યુગમાં જે ઉદાહરણો બન્યાં હતાં તેનું વર્ણન પ્રથમ કરીશું. ડીઓડોટસ અંધ હતો તે છતાં પણ ગ્રીક સાહિત્ય અને ભૂમિતિશાસ્ત્રમાં સિસરોનો શિક્ષાગુરુ તેજ હતો. સિસરો જણાવે છે કે આ પુરુષ અંધ થયા પછી ઘણાં વર્ષ સુધી મારા ઘરમાં રહ્યો હતો અને તે તત્ત્વજ્ઞાનનો મહાન અભ્યાસી હતો. સિસરો કહે છે કે એક અંધ મનુષ્ય ભૂમિતિ શી રીતે શીખવી શકે છે તે જાણીને હું આશ્ચર્યચકિત થાઉં છું. જાણે તે દેખતો ન હોય તેમ તે પોતાના વિદ્યાર્થીઓને ક્યાં રેષા દોરવી તે બરાબર બતાવતો હતો.

એલેક્ઝાંડ્રીઆનો ડિડીમસ કે જે ચોથા સૈકામાં થઇ ગયો છે તે જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારથી તેણે પોતાની આંખ ખોઇ હતી. તે છતાં પણ તેણે વ્યાકરણ, અલંકારશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રમાં પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું હતું. એટલુંજ નહિ પરંતુ ભૂમિતિશાસ્ત્ર અને ખગોળશાસ્ત્રનું પણ જ્ઞાન મેળવ્યું હતું. પાછલાં બે શાસ્ત્રોનું જ્ઞાન દૃષ્ટિની સાહાય્ય વિના શી રીતે પ્રાપ્ત થઈ શક્યું હશે? તે એક દુર્ઘટ પ્રમેય છે. ડિડીમસે અન્ય લોકોની પાસે પુસ્તક વંચાવીને અભ્યાસ કર્યો હતો. તેનો પૅલેડીઅસ નામનો શિષ્ય જણાવે છે કે અંધાપો એ અન્ય મનુષ્યોને માટે એક મહા આપત્તિ હોય છે ત્યારે ડિડીમસના સંબંધમાં તે એક મહાન આશીર્વાદ સમાન થઈ પડ્યો હતો. કારણકે જો તે દેખતો હોત તો તેનું મન અન્ય વિષયો પ્રતિ

આકર્ષાયું હોત અને શાસ્ત્રોનો અભ્યાસ એકાગ્રચિત્તે કરી શક્યો ન હોત. તે છતાં પણ ડિડીમસનો પોતાનો અભિપ્રાય આથી ભિન્ન હતો. જ્યારે તેને સેંટ ઍન્થનીએ પૂછ્યું કે "તમે અંધ છો એ વાતનો તમને શોક થાય છે કે?" ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે "અલબત્ત!" પરંતુ આ પ્રત્યુત્તરથી સેંટએન્થની દિલગીર થયો, કારણકે તે કહેતો હતો કે એમ તો જંતુઓ અને કીડીઓ પણ મનુષ્યની પેઠે આંખ ધરાવે છે. ત્યારે શાણા માણસે આંખ ન હોય તેટલા સારૂ શોક શા માટે કરવો જોઇએ.

નિકોલાસ સોન્ડર્સન ૧૬૮૨ ની સાલમાં ઈંગ્લાંડમાં જન્મ્યો હતો. જ્યારે તે માત્ર એક વર્ષનો બાળક હતો ત્યારે તેને શીતળા આવ્યા હતા અને તેથી તેણે દર્શનશક્તિ ગુમાવી હતી, એટલુંજ નહિ પણ ડોળા પણ ગુમાવ્યા હતા. પરંતુ આ બાહ્ય રીતે દેખાતી આપત્તિને લીધેજ તે પોતાના મનને કેળવવાનો અને જ્ઞાન પ્રાપ્ત કરવાનો અવકાશ મેળવી શક્યો હતો. જ્યારે તે ઘણો નાનો હતો ત્યારે તેના જન્મસ્થાનની નિકટમાંજ આવેલી એક શાળામાં કે જ્યાં મફત શિક્ષણ અપાતું હતું ત્યાં તેને મોકલી આપવામાં આવ્યો હતો. આ શાળામાં તેને દ્રષ્ટિ ન હોવા છતાં પણ તેણે અન્ય વિદ્યાર્થીઓને પાછળ નાંખી દીધા અને ગ્રીક તથા લૅટિન ભાષામાં ઘણીજ શીઘ્રતાથી પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું. ગ્રીક ભાષા તો તેને એટલી બધી પરિચિત થઈ ગઈ હતી કે તેની આગળ ગ્રીક ભાષામાં લખેલું જે પુસ્તક વાંચવામાં આવતું તે જાણે અંગ્રેજી ભાષામાં લખેલું ન હોય તેવી રીતે તે તેનો અર્થ સમજી જતો. લૅટિન ભાષાપર પણ તેણે સંપૂર્ણ સ્વામિત્વ પ્રાપ્ત કર્યું હતું. લૅટિન ભાષા તે ઘણી ઉત્તમ રીતે બોલી શકતો હતો.

નિશાળેથી ઉઠી ગયા પછી સૉન્ડર્સને તેના પિતા કનેથી ગણિતશાસ્ત્રનો અભ્યાસ કર્યો. ગ્રીક અને લૅટીન ભાષા શીખવામાં તેણે જે

હુશીઆરી બતાવી હતી તેવીજ હુશીઆરી તેણે આ નૂતન પ્રકારના અભ્યાસમાં બતાવી. તેના ગામની પાસેના ગામમાં એક ગૃહસ્થ રહેતો હતો તેણે એને ભૂમિતિના પ્રાથમિક પ્રમેયો શીખવ્યા. ભૂમિતિનું અધિક જ્ઞાન તેણે અન્ય વ્યક્તિઓ કનેથી પ્રાપ્ત કર્યું. અલ્પ સમયમાં તે પોતાના સર્વ ગુરૂઓની આગળ નીકળી ગયો અને ભૂમિતિના મહા પંડિતોની પાસે પણ એને શીખવવાનું કાંઈ શેષ રહ્યું નહિ. ત્યાર પછી તેણે કેટલાક વખત પર્યંત પોતાની જાતેજ અભ્યાસ કર્યો. તેને કોઈ પણ શિક્ષકની આવશ્યકતા રહી નહોતી કારણ કે તે કોઈની પાસે સારા ગ્રંથકર્તાનું પુસ્તક વંચાવતો અને એ રીતે અભ્યાસ કરતો. આ રીતે તેણે યુક્લિડ, આર્કિમિડિઝ અને ડાયાફેન્ટસ એ પ્રાચીન ગ્રીક ગણિતશાસ્ત્રીઓનાં ગ્રીક ભાષામાં લખેલાં પુસ્તકોનો અભ્યાસ કર્યો.

હવે તેની વય ૨૪ વર્ષની થઈ હતી, તોપણ તે કાંઈ પણ ધંધા વિનાનો અથવા નિર્વાહનાં સાધન વિનાનો હતો. તેની પોતાની ઇચ્છા વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ કરવાની હતી; પરંતુ તેના પિતાના સંયોગો તેની આ મહત્વાકાંક્ષાની તૃપ્તિ કરી શકે એવા નહોતા. તે છતાં પણ આખરે એવો ઠરાવ કરવામાં આવ્યો કે વિદ્યાર્થી તરિકે નહિ પરંતુ ગણિતશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન શિખવવાની શાળા ખોલવાને માટે તેણે કૅમ્બ્રીજ જવું. આ ઠરાવ અનુસાર ૧૭૦૭ ની સાલમાં એક મિત્રના આશ્રય હેઠળ તે કૅમ્બ્રીજ જઈ પહોંચ્યો. તેનો આ મિત્ર ક્રાઇસ્ટ્સ્ કૉલેજનો સભ્ય હતો. હવે તેને પુસ્તકાલય વગેરેની સઘળી સગવડો મળી ગઈ. સૉન્ડર્સને જ્યારે ગણિતશાસ્ત્ર શીખવવાના વર્ગો ખોલ્યા ત્યારે તેજ વિષય શીખવનાર અધ્યાપક વ્હિસ્ટને તેની ઇર્ષા કરવાને બદલે તેને વિજય પ્રાપ્ત કરાવી આપવાને માટે પોતાનાથી બનતો સર્વ પ્રયાસ કર્યો.

આ વિષય જે સ્વતંત્ર પ્રણાલિથી શીખવવાનો તેણે પ્રારંભ

કર્યો તેથી ઘણા લોકો આકર્ષાયા. એક જન્માંધ મનુષ્ય પ્રાકૃતિક દૃશ્યો અને પ્રકાશના સિદ્ધાંતો સમજાવી શકે છે એ વાતજ અતિ અસાધારણ હતી. તોપણ તેને દ્રષ્ટિની સાહાય્ય ન હોવાથી એક પ્રચંડ વિઘ્નની સામે કાર્ય કરવાનું હતું. પ્રકાશ સીધી રેષામાં ચાલ્યો જાય છે અને કોઈ પણ વસ્તુપર પડીને સમાનકોણમાં પરાવર્તન પામે છે: આ નિયમો તે જાણી ગયો હતો. તે પ્રકાશનાં કિરણો જોઈ શકતો નહોતો. પરંતુ સ્પર્શશક્તિથી તે તેને વિષે જ્ઞાન પ્રાપ્ત કરી શકતો હતો. સ્પર્શશક્તિથીજ તે ભૂમિતિની કોઈ પણ આકૃતિ સાથે પરિચય કરી શકતો હતો. તેણે થોડા અને નિયમિત અંતરપર છિદ્રોવાળું એક પાટીઉં તૈયાર કરાવ્યું હતું. કોઈ પણ આકૃતિ કરવી હોય તો પેલાં છિદ્રોમાં ટાંચણી ઘાલીને તેનાં ડોકાં સાથે સૂતળી બાંધીને તે બનાવતો. એમ કહેવાય છે કે આ રીતે તે બીજાઓ શાહી અને કલમથી આકૃતિઓ પાડે તે કરતાં વધુ શીઘ્રતાથી આકૃતિઓ રચી શકતો હતો. આજ પાટિયાંપર તે અંકગણિતના દાખલા પણ કરી શકતો હતો.

સૅાન્ડર્સન અત્યંત કુશળતાથી ટાંકણીઓ ઉચકી લેતો અને ગોઠવી દેતો હતો. તેની આ કળા જોઈ લોકો આનંદાશ્ચર્યથી દિગ્મૂઢ બની જતા. તે હિસાબ ગણતાં ગણતાં વચ્ચેજ અટકી પડતો અને મરજીમાં આવે ત્યારે પુનઃ પાછો ત્યાંથીજ શરૂ કરતો. વળી તે માત્ર સ્મરણશક્તિથીજ અંકગણિત અને બીજગણિતના મોટા મોટા હિસાબ ગણી શકતો. એકવાર ભૂમિતિની આકૃતિને સંપૂર્ણ રીતે લક્ષમાં લઈ લીધા પછી તે કોઇ પણ પ્રકારની બાહ્યાકૃતિ શિવાય તેના સઘળા ભાગો વિષે સમજ પાડી શકતો હતો. તેની શીખવવાની રીત ઘણી સાદી અને સ્પષ્ટ હતી. તે કંટાળા ભરેલી અનાવશ્યક સૂક્ષ્મતામાં ઉતરતો નહિ, પરંતુ મહત્વના ભાગોપર જ વિશેષ લક્ષ્ય આપતો.

દિનપ્રતિદિન તેની શક્તિ અને શિક્ષક તરિકેની ખ્યાતિ વિકાસ

પામતી ગઈ અને તેના શિષ્યો નિરંતર વધવા લાગ્યા. પ્રથમ તો તેના શિષ્યો માત્ર ચમત્કારિક અંધ શિક્ષકને જોવાની ઉત્કંઠાથી આવતા હતા, પરંતુ હવે તો તેની ઉત્તમ શિક્ષણપ્રણાલિથી તેમની સંખ્યા વૃદ્ધિંગત થવા લાગી. તેની પાસે શિક્ષણ લઇને જતા શિષ્યો વિશ્વ-વિદ્યાલયની પરીક્ષામાં દિનપ્રતિદિન વધુ અને વધુ સંખ્યામાં ઉત્તીર્ણ થવા લાગ્યા. કૅમ્બ્રીજ નગરના લોકોએ તેમજ સર્વ વૈજ્ઞાનિક પંડિતોએ અલ્પ સમયમાં તેના ગુણોની કદર કરી. તેને સર ઍઝાક ન્યુટનની સાથે પરિચય થયો. ન્યુટન પ્રત્યે તે અતીવ પૂજ્યભાવ ધરાવતો હતો અને ન્યુટન પણ તેને ઘણો ચાહતો હતો. ૧૭૧૧ ની સાલમાં વ્હિસ્ટનને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો ત્યારે ન્યુટને સોન્ડર્સનને એ જગ્યા અપાવવાને માટે પોતાનાથી બનતો સઘળો પ્રયાસ કર્યો. આ પ્રસંગે વિદ્યાલયના અમલદારોએ રાજાને એવી પ્રાર્થના કરી કે સોન્ડર્સનને ખાસ આજ્ઞાપત્રિકા બહાર પાડી માસ્ટર ઑફ્ આર્ટસની પદ્વી આપવી. આ પદ્વી જ્યાં સુધી તેને મળે નહિ ત્યાં સુધી તેને ઉપલી જગ્યા આપી શકાતી નહોતી; તેથી તેમણે રાજાને આવી પ્રાર્થના કરી હતી. તેમની પ્રાર્થનાનો સ્વીકાર કરી રાજાએ તેને તે ઉપાધિ આપી અને તેને ઉપલી જગ્યા મળી. આ સમયથી સૉન્ડર્સને ઘણું કરીને પોતાનો સર્વ વખત પોતાના શિષ્યોને શિક્ષણ આપવાના કાર્યમાં વ્યતીત કરવા માંડયો. તે ૧૭૨૩ ની સાલમાં પરણ્યો; ૧૭૨૮ ની સાલમાં તેને ડૉક્ટર ઑફ્ લૉઝની ઉપાધિ મળી. આ સાલમાં રાજા બીજા જ્યૉર્જે તે વિદ્યાલયની મુલાકાત લીધી અને સૉન્ડર્સનને ઉપર્યુક્ત ઉપાધિ આપી. આ પ્રસંગે તેણે લૅટિન ભાષામાં એક ઉત્તમ વ્યાખ્યાન આપ્યું હતું. તે ૧૭૩૯ ની સાલમાં મરણ પામ્યો. મરણ સમયે તેની વય ૫૭ વર્ષની હતી. તેને એક પુત્ર અને એક પુત્રી હતી. તેણે પોતાના શિષ્યોને સતત શિક્ષણ આપ્યા કર્યું તેથી પુસ્તક રચના કરવાને માટે તેને ઘણોજ થોડો અવ-

કાશ મળ્યો. તે છતાં પણ તેણે બીજગણિત ઉપર એક નિબંધ લખ્યો હતો કે જે નિબંધ તેનાં મૃત્યુ પછી બીજેજ વર્ષે પ્રકટ થયો.

બાહ્ય જગતનું જ્ઞાન સૉન્ડર્સને મુખ્યતઃ સ્પર્શશક્તિથી પ્રાપ્ત કર્યું હતું. સ્પર્શશક્તિને તેણે સંપૂર્ણ રીતે કેળવી હતી. સ્પર્શથી તે જુદા જુદા રંગો પારખી શકતો નહિ, જોકે કેટલાક અંધ મનુષ્યો તો તેમ પણ કરી શક્યા છે. તેણે એ રીતે રંગો પારખવાને ઘણો પ્રયાસ કર્યો હતો, પરંતુ તે તેમાં નિષ્ફળ થયો હતો. ખરા ખોટા શિક્કા પારખવામાં જ્યાં ભલભલા ઉસ્તાદો હાર ખાઈ જતા ત્યાં તે બરાબર રીતે ખરૂં ખોટું નાણું પારખી શકતો હતો. નવો શિક્કો તેને હમ્મેશાં ખડબચડો લાગતો હતો અને અન્ય માણસો સ્પર્શ કિંવા દર્શનથી જે નવો શિક્કો ઓળખી શકતા નહિ તેને તે પારખી શકતો હતો. તેજ પ્રમાણે હવામાં થતા ફેરફારો તે ઘણી સૂક્ષ્મતાપૂર્વક જાણતો હતો. હવા જો શાંત હોય તો તેના ચ્હેરા આગળ ધરેલી વસ્તુ તે પારખી શકતો અથવા થોડા અંતરપર આવેલાં વૃક્ષનું નામ દઈ શકતો. તેના ચ્હેરાપર હવાનાં જે જુદાં જુદાં આંદોલનો અથડાતાં તે પરથી તે આવી પરીક્ષા કરી શકતો હતો. તેની શ્રવણેંદ્રિય પણ અતિ તીક્ષ્ણ હતી. તે અવાજથી માણસોને ઓળખી શકતો એટલુંજ નહિ, પરંતુ પોતાના કરેલા અવાજના પ્રતિધ્વનિથી તે સ્થળ અંતર અને ઓરડાના જુદા જુદા આકાર પણ જાણી શકતો. આ કળા તેને એટલી બધી આવડતી હતી કે એક વખત તેને જે સ્થળે લઈ જવામાં આવ્યો હોય તેજ સ્થળે જો તેને પુનઃ લઇ જવામાં આવે તો તે જગ્યા ઓળખ્યા વિના તે રહેતો નહિ.

સુપ્રસિદ્ધ ગણિતવેત્તા યુલર પોતાની ૫૯ વર્ષની વયે અંધ બન્યો હતો. તે જે અવિશ્રાંત અને અવ્યાહત અભ્યાસ કરતો હતો

તેથી તેની આંખ ગઇ હતી. તે અંધ થયા છતાં પણ પૂર્વવતજ પુસ્તકો લખાવતો અને ગણત્રી કરતો હતો. 'બીજગણિતનાં મૂળ-તત્ત્વો' એ નામનું તેનું પુસ્તક કે જેનું ભાષાંતર યૂરોપની સર્વ ભાષાઓમાં થયું છે, તે પુસ્તક તેણે પોતાની અંધાવસ્થામાંજ મોઢેથી બોલીને લખાવ્યું હતું. આ પુસ્તક એક દરજીને ત્યાં ઉમેદવાર તરીકે રહેલા માણસે લખ્યું હતું. યુલરના બોલવા પ્રમાણે જ્યારે આ માણસે ઉપલું પુસ્તક લખવા માંડયું ત્યારે બીજગણિતનું લેશ પણ જ્ઞાન તેને નહોતું, પરંતુ યુલરનો ગ્રંથ લખાઈ રહ્યો તે અરસામાં તે શાસ્ત્રનું ઘણું જ્ઞાન તેણે પ્રાપ્ત કરી લીધું. ત્યાર પછી યુલરે બીજાં કેટલાંક ઉત્તમ પુસ્તકો તૈયાર કર્યાં. તે સર્વમાં 'ચંદ્રની ગતિનો નૂતન સિદ્ધાંત' એ નામનું પુસ્તક અતિ વિખ્યાત છે. યુલરે પોતાની અંધાવસ્થામાં ગણત્રી શી રીતે કરી હશે એમ જાણી આપણને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તે અંધ તો હતોજ અને વળી તેનાપર એક બીજી આપત્તિ આવી પડી. તે આ પુસ્તકની રચના કરતો હતો તે વખતે તેનું ઘર બળી ગયું હતું. તે છતાં પણ તેણે આવા ઉત્તમ પુસ્તકની રચના કરી એ, ગમે તેવા સંયોગોને પણ નહિ પત કરતાં મગજશક્તિથી કેવો વિજય મેળવી શકાય છે તેનું એક જ્વલંત દૃષ્ટાંત છે.

શાસ્ત્રીય ગ્રંથની રચના કરવામાં યુલરે અત્યંત પરિશ્રમ લીધો છે. તેનાં પુસ્તકોની માત્ર નોંધજ ૫૦ કરતાં વધુ પૃષ્ઠો રોકે છે. તેણે ઘણા ઉત્તમ ગ્રંથો રચ્યા અને ઘણાં ઈનામો મેળવ્યાં હતાં. તેણે પોતાના જીવનનાં અંતિમ ૧૭ વર્ષો તો કેવળ અંધાવસ્થામાં ગાળ્યાં હતાં, માટે જો તેનાં પુસ્તકો મોજુદ ન હોત તો એક માણસ આટલું બધું કાર્ય કરી શકે છે એ વાત આપણે માની પણ ન શકત. તેણે ફ્રેંચ લૅટિન અને જર્મન ભાષામાં ગ્રંથો લખ્યા હતા. તે ૧૭૮૩ માં ૭૯ વર્ષની વયે મરણ પામ્યો.

## ૯૬ બહારના અભ્યાસનાં માઠાં પરિણામ.

પ્રતિકૂળ સંયોગોમાં હોવા છતાં પણ પોતાની ખંતથી જ્ઞાન મેળવનાર પુરુષોમાં હેન્રી કર્ક વ્હાઇટનું ઉદાહરણ પણ આપી શકાશે. પરંતુ અત્યંત પરિશ્રમ અને આરોગ્યશાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન કરવાથી કવું અનિષ્ટ પરિણામ આવે છે તેનું પણ તે એક ઉદાહરણ છે. તે ૧૭૮૫ની સાલમાં નોટિંગ્હામમાં જન્મ્યો હતો. આ શહેરમાં તેનો પિતા ખાટકીનો ધંધો કરતો હતો. જ્યારે વ્હાઇટ ત્રણ વર્ષની વયનો થયો ત્યારે તેને શાળામાં મૂકવામાં આવ્યો અને અલ્પ સમયમાં તેને વાંચનનો એવો તો શોખ લાગ્યો કે ભોજન લેવાને માટે બે ચાર મિનિટ પુસ્તક નીચે મૂકવું પણ તેને દુર્ઘટ લાગતું હતું. તે સાત વર્ષની વયનો થયો ત્યારથી તેણે પોતાના વિચારો કાગળ પર લખવા માંડ્યા. તેણે પ્રથમ એક વાર્તા લખી હતી. આ વાર્તા તે અન્ય માણસોને બતાવતાં શરમાતો હતો તેથી તેણે પોતાના નોકરને એ વાર્તા પહેલવહેલી બતાવી. આ નોકરને તેણે ગુપ્ત રીતે વાંચતાં લખતાં શીખવ્યું હતું. ૧૧ વર્ષની વય થયા પૂર્વે શાળામાં તેણે વાંચન લેખન કળા પ્રાપ્ત કર્યા ઉપરાંત ગણિતશાસ્ત્ર અને ફ્રેંચ ભાષાનો અભ્યાસ પણ કર્યો હતો. ગણિતશાસ્ત્ર અને ફ્રેંચ ભાષામાં તેના સહાધ્યાયીઓ કરતાં તે ઘણો આગળ વધી ગયો હતો. આટલી વયમાં તો તેણે કાવ્ય પણ રચવા માંડ્યાં.

તેનો પિતા તેને પોતાનાજ ધંધામાં નાંખવા ઇચ્છતો હતો. આ ધંધામાં પડવાની તેની પોતાની ખુશી નહોતી અને તેની માતા પણ તેને એ ધંધામાં નાંખવા ઇચ્છતી નહોતી. તે છતાં પણ તેના પિતાએ એવો દુરાગ્રહ કર્યો કે એક અઠવાડીયામાં એક આખો દિવસ અને અન્ય દિવસોમાં મળતો અવકાશનો સમય તેણે એ ધંધામાં ગાળવો. પરંતુ વ્હાઇટ એ ધંધા પ્રત્યે એટલી બધી ઘૃણા ધરાવતો

હતો કે તેણે પોતાના પિતાની ઉપલી વાત કબૂલ કરી નહિ. આખરે તેને મોજાં વણવાના ધંધામાં નાંખવામાં આવ્યો. ૧૪ વર્ષની વયે તેણે મોજાં વણવા માંડયાં. જે સાહિત્યનો મહાન ઉપાસક હતો અને જેણે સાહિત્યોપાસનામાં કાળક્રમણ કરવાની કલ્પના સેવી હતી. તેને આ ધંધો ઘણોજ અપ્રિય લાગ્યો તે છતાં પણ તે પોતાની આ સ્થિતિ વિષે કાંઇ પણ ફરિયાદ કરી શકતો નહોતો, કારણકે તે સારી પેઠે જાણતો હતો કે તેના કુટુંબની સ્થિતિ એવી નથી કે ઉચ્ચ કોટીનું શિક્ષણ તેને આપી શકે. પરંતુ તેની માતાને તેની આ કંગાલ સ્થિતિ જોઇને ઘણી દયા આવી અને તેણે તે આ ધંધામાં એક વર્ષ રહ્યો ત્યાર પછી ત્યાંથી તેને મુક્ત કરીને નૉટિંગ્હામના વકીલો મેસર્સ ફ્રૉલ્ફ્હામ અને એન્ફીલ્ડની ઓફીસમાં મૂક્યો.

હવે તેને ખરૂં ક્ષેત્ર હાથ લાગ્યું અને આથી તેને ઘણો ઉત્સાહ પેદા થયો. પોતાના ધંધામાં તેનો સઘળો વખત જતો હતો, કારણકે સવારના આઠથી સાંજના આઠ વાગ્યા સુધી તે ઑફીસમાં રહેતો હતો. તે છતાં પણ ગ્રીક અને લૅટીન ભાષા શીખવાને તે ખંતપૂર્વક પ્રયાસ કરવા લાગ્યો. તેને બાહ્ય સાહાય્ય ઘણી ઓછી હતી છતાં દશ માસમાં તે લૅટિન ભાષામાં 'હૉરેસ' સાધારણ સુગમતાપૂર્વક વાંચતાં શીખ્યો હતો. એટલું તો ખરૂંજ કે ઘણા પરિશ્રમથીજ તેણે આટલી પ્રગતિ કરી હતી. તે ચાલતાં ચાલતાં અને ખાતાં ખાતાં પણ વાંચતો હતો. તેના અવકાશની એક પળ પણ મગજના વિકાસ વિના અન્ય કોઇ પણ કાર્યમાં વપરાતી નહિ. વકીલાતનો અભ્યાસ કરવામાં પણ તેનો પરિશ્રમ અથાગ હતો. ગ્રીક અને લૅટિન ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કર્યા ઉપરાંત તેણે ઇટાલિયન, સ્પૅનિશ અને પોર્ચુગીઝ ભાષાનો પણ સારો અભ્યાસ કર્યો. રસાયનશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર, ખગોળવિદ્યા ઇત્યાદિ શાસ્રોપર પણ તેણે લક્ષ્ય આપ્યું હતું. આ પ્રકારના સખ્ત અભ્યાસ

દરમ્યાન તેણે ચિત્રકળા અને સંગીતશાસ્ત્રમાં પણ ઘણી કુશળતા પ્રાપ્ત કરી હતી. વળી યંત્રશાસ્ત્રનું સપ્રયોગ જ્ઞાન મેળવવામાં પણ તેને અતિ આનંદ થતો હતો અને આ કાર્યમાં તેનો હાથ ચાતુર્ય અને કુશળતા પૂર્વક ચાલતો હતો. વળી અગાઉથી તૈયારી કર્યા વિના ભાષણ કરવાની કળા પ્રાપ્ત કરવાનો પણ તેને શોખ પેદા થયો. આ હેતુ સાધ્ય કરવાને માટે નૉટિંગ્હામમાં સ્થાપન થયેલી એક વક્તૃત્વ સભાનો તે સભ્ય બન્યો. આ કળામાં તેના સઘળા હરિફોને તેણે અલ્પ સમયમાં પાછળ નાંખી દીધા.

તેણે મોજાં વણવાનું કાર્ય છોડી દીધું ત્યાર પછી પૂરા બાર માસ પણ વીત્યા નહિ એટલામાં તેણે હોરેસનું ભાષાન્તર કરીને મન્થલી પ્રીસેપ્ટર નામના માસિક પત્રપર મોકલી આપ્યું. આ માસિકના માલિકો પોતાને પસંદ પડતા વિષયોપર ઉત્તમ લેખ લખનારને પારિતોષિક આપતા હતા. તેને હોરેસનાં ભાષાંતર બદલ એક રૂપાનો ચાંદ મળ્યો. આ માનથી તેને સાહિત્યોપાસના કરવાને ઘણું ઉત્તેજન મળ્યું અને તે પહેલા કરતાં ઘણી ખંતથી સાહિત્યસેવા કરવાને મંડી પડ્યો. તેને વિશ્વવિદ્યાલયના શિક્ષણની લાલસા ઉત્પન્ન થઈ. આવી રીતે વારંવાર પ્રિસેપ્ટરમાં લખ્યા પછી તે મન્થલી મીરર નામના બીજા માસિકનો લેખક બન્યો. આ માસિકમાં તેણે જે જે લેખો લખ્યા તેમાંના કેટલાક અતિ શ્રેષ્ઠ શ્રેણીના હતા અને તેથી સર્વ પ્રજાનું લક્ષ્ય તેના પ્રતિ ઘણું આકર્ષાયું હતું. મહાશય કેપલ લૉફ્ટના ઉત્તેજનથી તેણે પોતાનાં કાવ્યોનો સંગ્રહ મુદ્રાંકિત કરાવી બહાર પાડવાનો નિશ્ચય કર્યો.

૧૮૦૨ ની સાલમાં આ કાવ્યસંગ્રહ છપાવા માંડ્યો અને ૧૮૦૩ માં તે બહાર પડ્યો. જાહેર ઉઘરાણાંથી આ ગ્રંથ છપાયો હતો અને તેને ડેવનશાયરની ડચેસને અર્પણ કરવામાં આવ્યો હતો. આ ગ્રંથથી વ્હાઇટને કાંઇ ઉપજ થઇ નહોતી. માત્ર મહાકષ્ટે તેની

છપામણીનો ખર્ચ ઉત્પન્ન થઈ શક્યો હતો. કેટલાંક સામયિક પત્રોએ તેની સારી પ્રશંસા કરી હતી, પરંતુ મન્થલી રિવ્યુમાં તેની ખૂબ ઝાટકણી કાઢવામાં આવી હતી. આથી તે તરુણ કવિના હૃદયમાં એવો તો ડંખ લાગ્યો કે તેણે તરતજ તેના તંત્રીપર એક ઠપકાપત્ર લખી મોકલ્યો. બીજા અંકમાં તંત્રીએ તે તરુણ કવિને આટલો બધો શોક ઉત્પન્ન થયો તે માટે દિલગીરી દર્શાવી પરંતુ પોતે જે સખ્ત ટીકા કરી હતી તે પાછી ખેંચી લીધી નહિ, તેમજ કાવ્યના ગુણ લોકોની દૃષ્ટિ સન્મુખ મૂક્યા નહિ. આથી વ્હાઇટને ઘણો સંતાપ થયો. પોતાના એક પત્રમાં તે જણાવે છે કે "હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં મન્થલી રિવ્યુની ટીકા મારી દૃષ્ટિ સમક્ષ આવીને ઉભી રહે છે. તે મને નિરંતર વ્યથિત કરે છે. હવે મારે નોટિંગહામનો પરિત્યાગ કરવો જોઇએ" તે છતાં પણ સદ્‌ભાગ્યવશાત્ તે કાવ્યો કવિ સાઉધિના હાથમાં જઇ ચઢ્યાં. કવિ સાઉધિ આ કાવ્યો વાંચીને અતિ પ્રસન્ન થયો અને તેને તે કાવ્યોમાં "પ્રભાવશાળી કવિત્વ શક્તિનાં ચિન્હો જણાયાં." પાછળથી કવિ સાઉધિએ જ્યારે મન્થલી રિવ્યુ વાંચ્યું ત્યારે તેણે કરેલી ક્રૂરતા અને અન્યાયથી તે એટલો તો ક્રોધે ભરાયો કે તેણે તરતજ તે તરુણ કવિપર ઉત્તેજન અને બોધ આપનાર એક પત્ર લખ્યો અને તેમાં તેણે જણાવ્યું કે "તમારાં કાવ્યો વિષેનો મારો અભિપ્રાય જગજાહેર કરવાને હું મારાથી બનતા સઘળા પ્રયત્ન કરીશ." આ અણીના વખતે કરેલી ઉદારતાથી વ્હાઇટનું ભેદાયેલું અંતઃકરણ થોડે ઘણે અંશે શાંત થયું અને તેથી થોડા વખતમાં તે મન્થલી રિવ્યુમાં આવેલી ટીકાના ઘાવ વિસરી ગયો.

હજી પણ વિશ્વવિદ્યાલયમાં દાખલ થઈને ઉચ્ચ કોટિનું શિક્ષણ લેવાની તેની આકાંક્ષા પરિતૃપ્ત થઇ નહોતી; અને તે આકાંક્ષા તો દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતીજ ચાલતી હતી. આ અરસામાં તેણે કેટ-

લોક ધાર્મિક ગ્રંથોનું પરિશીલન કર્યું, તેની તેના મગજપર ઘણી ઉંડી છાપ પડી. હવે તેની લાગણીઓએ ધાર્મિક તીક્ષ્ણતા ધારણ કરી. તેણે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાના કાર્યમાં પોતાનું જીવન સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો. તેનો આ નિશ્ચય ડગાવવાને તેના મિત્રોએ ઘણો પ્રયાસ કર્યો પરંતુ તે નિષ્ફળ ગયો. ઓક્ષફર્ડ અથવા કૅમ્બ્રિજના વિશ્વવિદ્યાલયમાં જો દાખલ નહિ થઈ શકાય તો પોતાનો અભ્યાસ વધારવાનાં અન્ય સાધનો શોધી કાઢવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પોતાના વર્તમાન ધંધામાંથી મુક્ત થવાની સર્વ આશા એક કાળે તેણે ત્યજી દીધી હતી. પોતાની માતાપર લખેલા એક પત્રમાં તે જણાવે છે કે "વિશ્વવિદ્યાલયમાં દાખલ થવાની મારી સર્વ આશાઓ હવે નષ્ટ થઇ છે. વકીલાતનો ધંધો શીખવામાં મેં મારો કાળ વ્યર્થ ગુમાવ્યો છે. મારે વકીલ થવું નથી. માટે મેં જે ખોયું હોય તે મારે પુનઃ પ્રાપ્ત કરી લેવાને પ્રયાસ કરવો જોઇએ." પછી તે તરતજ વધારે ખંતથી અભ્યાસ કરવા મંડી પડયો. તે એવો તો સખ્ત અભ્યાસ કરતો હતો કે રાત્રે ભાગ્યેજ બે ત્રણ કલાક સુધી નિદ્રા લેતો. કેટલીક વખત તો તે સર્વાંશે શય્યાવશ થતોજ નહિ. આ અખંડ ઉદ્યોગથી થોડા વખતમાં તેને ભયંકર બિમારી લાગુ પડી. આ બિમારીમાંથી તે જીવન પર્યંત કદિ પણ સર્વથા મુક્ત થયો નહિ.

કેમ્બ્રીજની કીંગ્ઝ કૉલેજવાળા મહાશય સીમિયનના લાગવગથી આખરે તેને વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરવાને માટે એક સ્કોલરશીપ મળી. તેની માતા કેટલોક વખતથી એક બોર્ડિંગ સ્કૂલ ચલાવતી હતી તે તથા તેનો વડો ભાઈ એ ઉભયે મળીને પ્રાત વર્ષે તેને ૧૫ થી ૨૦ પૌંડની સાહાય્ય કરવાનું વચન આપ્યું. અને મહાશય સિમિયન તથા તેનો એક મિત્ર એ ઉભયે મળીને પ્રતિ વર્ષે તેને ૩૦ પૌંડની મદદ કરવાનું માથે લીધું. આથી ૧૮૦૪ ની

સાલમાં તેણે નોટિંગ્હામના વકીલોની નોકરી છોડી. આ વકીલોને જો કે તે દિનપ્રતિદિન વધુ ઉપયોગી થતો જતો હતો તોપણ તેમણે તેનાપર દયા કરી તેને ખુશીથી રજા આપી. તે છતાં પણ તે એકદમ કૅમ્બ્રીજ ગયો નહિ, પરંતુ મહાશય સિમિયનના બોધથી પહેલે વર્ષે લીંકનશાયરમાં રેવરંડ મહાશય ગ્રેન્જરને ત્યાં રહ્યો. આ ગૃહસ્થની પાસે રહીને તેણે એવો તો ખંતપૂર્વક અભ્યાસ કર્યો કે ફક્ત વાંચન શિવાય કોઈ પણ વિષયપર તેનું ચિત્ત ચોટતું નહિ. અહીંઆં તેણે પ્રાચીન શિષ્ટ સાહિત્યનો અભ્યાસ કર્યો. તે પ્રતિદિન ૧૪ કલાક સખ્ત અભ્યાસમાં ગાળતો હતો. આવા અવિશ્રાંત અભ્યાસથી તે પુનઃ બિમાર પડ્યો. પરંતુ તે સાજો થયો કે તરતજ તે ફરીથી પોતાના હમ્મેશના ધોરણે પોતાના ગ્રંથોનું પરીશીલન કરવા લાગ્યો. જ્યારે તે કેમ્બ્રીજ ગયો ત્યારે મૃત્યુનાં ચિન્હો તેના ચ્હેરાપર દૃષ્ટિગોચર થતાં હતાં અને ત્યાં જઈને જે અભ્યાસ તેણે કર્યો તેથી તેનું મૃત્યુ વધારે નિકટ આવ્યું.

આ અસાધારણ તરૂણ પુરૂષે વિશ્વવિદ્યાલયમાં અતિ ખંતપૂર્વક અભ્યાસ કર્યો. થોડા વખતમાં એક સ્કોલરશીપ માટે હરિફાઇ કરવાને માટે બહાર પડવાને તેને ભલામણ કરવામાં આવી. આ હેતુ સિદ્ધ કરવાને માટે તેણે અસાધારણ ખંતથી અભ્યાસ કર્યો તેથી એ હરિફાઇની પરીક્ષાને પંદર દિવસ બાકી રહ્યા ત્યારે તે એટલો બિમાર પડ્યો કે તેને તે પરીક્ષામાં ઉમેદવાર તરિકે બહાર પડવાની ના પાડવી પડી. તેના દુર્ભાગ્યે હવે તેના વિદ્યાલયની પરીક્ષા પણ નજીક આવી હતી. અને જોકે આ વખતે તે સાજો નહોતો તોપણ જો બને તો પરીક્ષા આપવાને બહાર પડવાને તેને કહેવામાં આવ્યું. આ વખતે તેણે તીક્ષ્ણ દવાની સહાય્યથી પોતાના શરીરને ટકાવી રાખ્યું અને અભ્યાસ ચાલુ રાખ્યો. જ્યારે પરીક્ષા પૂરી થઈ ત્યારે તેને પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયેલો જાહેર કરવામાં આવ્યો. ત્યારપછી તરતજ તે થોડો વખત સુધી અભ્યાસ

બંધ કરીને શરીર સારૂં કરવાને માટે લંડન ગયો. પરંતુ આ થોડા વખતના પ્રવાસથી તે બરાબર તંદુરસ્તી પ્રાપ્ત કરી શક્યો નહિ. તે છતાં પણ તેણે કેમ્બ્રીજમાં આવીને પોતાનો અવિશ્રાંત અભ્યાસ ચાલુ રાખ્યો. બીજીવારની પરીક્ષામાં પણ તે પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયો. હવે તે પોતાના મિત્રોની સાહાય્ય વિના પોતાનો નિર્વાહ કરી શકતો હતો.

જ્યારે વિશ્વવિદ્યાલયમાં લાંબી રજા પડી ત્યારે તેનાં વિદ્યાલયે તેને માટે ગણિતશાસ્ત્રનો અભ્યાસ કરાવનાર એક અધ્યાપક નિયુક્ત કર્યો. આથી જે વખતે તેની તંદુરસ્તીના સંરક્ષણને માટે તેને વિશ્રાંતિની અત્યંત આવશ્યકતા હતી. તે વખતે તેનો અભ્યાસ ચાલુ રહ્યો. હવે તે ઘણો બિમાર પડવાથી લંડન ગયો, પરંતુ પૂર્વવત્ આ વખત સાજો થઇ શક્યો નહિ. તે મન અને શરીર એ બન્ને વસ્તુ ખોઇને વિશ્વ-વિદ્યાલયમાં આવ્યો અને સન્નિપાત જ્વરના હુમલાથી ૧૮૦૬ના અક્ટોબરની ૧૯ મી તારિખે મરણ પામ્યો.



# જ્ઞાનનો સદુપયોગ.

જે ઈંગ્રેજી પુસ્તકના ભાષાંતર દાખલ આ પુસ્તક તૈયાર થયું છે તે પુસ્તકની છેવટે જ્ઞાનના સદુપયોગ વિષે કેટલુંક લખાણ છે. સ્થળાવકાશને અનુસરીને તેમાંનાં કેટલાંક ઉપયોગી વચનોનો સારાંશ નીચે આપવામાં આવ્યો છેઃ

અગાઉ જણાવેલાં ઉદાત્ત દ્રષ્ટાંતો પાઠકને જ્ઞાન મેળવવાને પ્રવૃત્ત કરવાના ઉદ્દેશથી લખવામાં આવ્યાં છે. એ જ્ઞાન જ્યારે પ્રાપ્ત થાય ત્યારે કંજુસ માણસના ખજાનાની પેઠે તેને રાખી મૂકવાનું નથી. જ્ઞાનજ્યોતિને સંતાડી રાખવાની નથી; પરંતુ આસપાસનાં સર્વ જનો-પર તેનો પ્રકાશ પાડવાનો છે.

અંતિમ લક્ષ્યપર તમારી દૃષ્ટિ સ્થિત કરો. તમે જે અભ્યાસ કરો છો તેનું અંતિમ લક્ષ્ય સાધ્ય કરવાથીજ તેની સાર્થકતા થાય છે. અને એ અંતિમ લક્ષ્ય શું છે? સત્ય અને અસત્યની વચ્ચે જે સતત સંગ્રામ ચાલે છે, તેમાં ઉત્તમ પ્રકારના યોદ્ધા નીવડવું, અને માનવ પ્રકૃતિ તથા માનવ સમાજના નિરંતર બદલાતા નવા નવા પ્રમેયોનું ઉત્તમ પ્રકારે નિરાકરણ કરવાની શક્તિ પ્રાપ્ત કરવી એજ અંતિમ લક્ષ્ય છે. આપણામાં કોઇ પણ માણસ એવો નથી કે જે પોતાના જીવનને ઉન્નત કરવાના પ્રસંગો સુધારી વધારી ન શકે અને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને પોતાના બંધુઓની સ્થિતિમાં થોડો ઘણો પણ સુધારો વધારો ન કરી શકે.

## ધાર્મિક ભાવના.

આ વિષય સૌથી વિશેષ મહત્વનો છે. અન્ય સુધારાઓ એની પાછળ ચાલ્યા આવશે. વાંચકને માટે પ્રથમ પગથીઉં એ છે કે તેણે

"ઇશ્વરની સાથે ઓળખાણ કર અને તેનાથીજ શાંતિ ગ્રહણ કર" એ આજ્ઞાને તાબે થવું. ઇશ્વર આપણો નિયંતા છે, આપણો પિતા છે, આપણા સર્વ સુખોનો ભંડાર છે; પરંતુ આપણે અવજ્ઞા કરનાર તોફાની છોકરાંઓ છીએ. આપણે આપણા ખરાબ વર્તનને માટે ખરા અંતઃકરણથી શોક કરી તેની માફી માગવી જોઇએ; અને "હવે આજ્ઞાધારી તથા ભક્ત થવાને અમને સમર્થ કરો" એવી તેની આગળ પ્રાર્થના કરવી જોઇએ. ત્યારપછી આપણે બીજાઓને પણ એજ માર્ગ ગ્રહણ કરવાની શિક્ષા આપવી જોઈએ.

ઇશ્વર આપણો પિતા છે એ વાત તો અજ્ઞાનમાં અજ્ઞાન માતા પણ સમજી શકે છે. જે રીતે આ જગતમાં બાળકને પિતા હોય છે તે પ્રમાણે સ્વર્ગમાં આપણ સર્વનો એક મહાન પિતા છે કે જેણે આપણને જીવન આપ્યું છે; જે આપણું પોષણ કરે છે; અને આપણે જગતમાં જે જે સુખો ભોગવીએ છીએ તે સર્વ સુખો આપણને તેજ પૂરાં પાડે છે. જે રીતે બાળકે પોતાના સાંસારિક પિતાપર સ્નેહ રાખવો જોઇએ અને તેની આજ્ઞા શિરોધાર્ય ગણવી જોઇએ; તે પ્રમાણે આપણે આપણા સ્વર્ગના પિતાપર પ્રીતિ રાખી તેની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ અને આપણાથી કાંઈ ખોટું કૃત્ય થઈ જાય ત્યારે આપણે તેની પાસે ક્ષમા માગવી જોઇએ.

મદ્રાસવાળા ડૉ. મીલર કહે છે કે "જો તમારામાં દ્રઢાગ્રહી થવાની, મનુષ્ય તરિકે કાર્ય કરવાની, સંશયાત્મક વિચારોમાં ઝોલાં ખાવાને બદલે નિશ્ચયાત્મક થવાની, જે કાર્ય પ્રતિ તમે ઘૃણા ધરાવતા હો તે કાર્યનો પરિત્યાગ કરવાની શક્તિ અને હિમ્મત મેળવવાની ઇચ્છા હોય તો તમે ઇશ્વરને ઓળખતાં શીખો-તેને તમારા સહાયક અને મિત્ર તરીકે સ્વીકારતાં શીખો."

**પરોપકાર**—અન્યનું ભલું કરવાને માટે સક્રિય પ્રયત્ન કરવો

એનું નામ પરોપકાર છે. પુણ્ય પ્રાપ્ત કરવાના હેતુથી હિંદુઓ ઘણું દાન કરે છે, પરંતુ તેમનાં અવિચારી દાનથી પ્રમાદ અને દુર્ગુણને ઉત્તેજન મળે છે અને એ રીતે દેશને ઘણું નુકશાન થાય છે. ઉલટ પક્ષે કેટલાક શિક્ષિત હિંદુઓ એક પાઇનું પણ દાન કરતા નથી. આ કાર્ય તો વળી તેથી પણ વધુ નિંદનીય છે. સશક્ત શરીરના આળસુ માણસોને દાન આપવું નહિ પરંતુ માત્ર અનાથ અને આપત્તિમાં આવી પડેલાં માણસોનેજ દાન આપવું જોઇએ. સર માધવરાવ કહે છે કે " સાધારણ જનસમુહના અસંખ્ય લોકોનું અજ્ઞાન–કે જે તેઓનાં દુઃખોનાં સર્વ કારણોમાં અત્યંત મોટું કારણ છે–તે અજ્ઞાન દૂર કરવાને માટે ઘણા લોકોએ પ્રયાસ કરવો જોઇએ."

જૉન વેસ્લીના નીચલા નિયમોનું અનુસરણ કરવું જોઈએઃ—

**તમારાથી બને તે સર્વ સાધનોથી,**
**તમારાથી બને તે સર્વ માર્ગથી,**
**તમારાથી બને તે સર્વ સ્થળોમાં,**
**તમારાથી બને તે સર્વ સમયે,**
**તમારાથી બને તે સર્વ લોકોનું,**
**તમારાથી બને ત્યાં સુધી,**
**તમારાથી બને તે સર્વ કલ્યાણ તમે કરો.**

' આપણા લોકોમાં એક પ્રકારનું વર્તન સર્વ સાધારણ અને સર્વ વ્યાપક થઈ પડ્યું છે, અને તે એ છે કે મનુષ્યની આકાંક્ષા માત્ર પોતાનીજ ઉન્નતિ કરવાની હોય છે. જગતમાં પોતાને અથવા પોતાનાં કુટુંબને શ્રીમંત અને ઉન્નત કરવું, એથી વધારે ઉચ્ચ લક્ષ્ય તેનું હોતુંજ નથી. પોતાના દેશી બંધુઓ વા સકળ મનુષ્ય જાતીનું કલ્યાણ કરવાનું તેને કદિ સ્વપ્ન પણ આવતું નથી.

ખોટાં કૃત્ય કરવાં એજ માત્ર નિંદનીય અને અધઃપાત કરનાર વસ્તુ છે એમ માનશો નહિ; પરંતુ ઉદાત્ત વિચારો અને ઉદાત્ત કાર્યોનો અભાવ એ પણ નિંદનીય અને અધઃપતન કરનારજ છે. આપણી જાતની અથવા આપણાં સગાંવ્હાલાંઓની જરૂરીઆતો સારી રીતે પૂરી પાડવામાં, અને સમાજમાં આપણી જાતને અથવા તેમને જરા ઉચ્ચતર સ્થાન અપાવવામાંજ જો આપણે આપણું સમસ્ત જીવન ખર્ચી નાખીએ, તો તે કાર્ય માનવ જીવનની કેટલી બધી કંગાળતા અને ક્ષુદ્રતા દર્શાવે છે !

જગતના સર્વેથી મહાન દેશોમાંનો એક દેશ હિંદુસ્થાન છે. આખા જગતની વસ્તીનો $\frac{1}{5}$ ભાગ હિંદમાં વસે છે. એ દેશ જેમની જન્મભૂમિ છે, તેમને તો તે ખાસ કરીને પ્રિય હોય એ સ્વાભાવિકજ છે; માટે તેમણે તો દેશમાં વસના કોટયવધિ લોકોનું કલ્યાણ કરવાના પ્રયત્નો કરવાજ જોઇએ.

લોકોને આત્મસાહાય એટલે પોતા પરજ આધાર રાંખવાનો માર્ગ દર્શાવવો જોઇએ; અને સત્ય જ્ઞાનથી જેમનાં અંતઃકરણ પ્રકાશિત થયાં હોય તેઓજ આ કાર્ય કરી શકે છે.

**સ્ત્રી કેળવણી**—હિંદના સુધારાનું મૂળ સ્ત્રીકેળવણીજ છે. સ્ત્રી-શિક્ષણ વિના પુરુષશિક્ષણની સારી અસરો નિર્મૂળ થઇ જાય છે.

"સ્ત્રીની ઉન્નતિના ઉપાય એ પુરુષની ઉન્નતિનાજ ઉપાય છે; સ્ત્રી અને પુરુષ એ ઉભય સાથેજ ઉન્નત થાય છે અને અવનત પણ સાથેજ થાય છે, સાથેજ તેમની શક્તિઓ સંકુચિત થઇ જાય છે અને તેમનો વિકાસ પણ સાથેજ થાય છે. સાથેજ તેઓ પરતંત્ર બને છે અને સ્વતંત્ર પણ સાથેજ બને છે."

છોકરાંઓ ઉપર પિતા કરતાં માતાની અસર ઘણી વધારે થાય છે. જો વાંચક પરણેલો હોય તો તેણે પોતાના ઘરમાંજ સુધારો શરૂ

કરીને પોતાની સ્ત્રી જો અભણ હોય તો તેને વાંચતાં શીખવવું. વળી તેને ભણવાને યોગ્ય વયની પુત્રી હોય તો તેને પણ શિક્ષણ આપવું.

**બાળલગ્ન**—આ રીવાજથી દુર્બળ અને રોગિષ્ટ સંતાનો નીપજે છે; એથી સ્ત્રીશિક્ષણની પ્રગતિ થઇ શકતી નથી; અને તેથી બાળકોને સારી રીતે ઉછેરી શકાતાં નથી; આ રીવાજથીજ હિંદુસ્તાનમાં વિધવાઓનું પ્રમાણ ઘણું મોટું છે. માટે આ રિવાજને નાબુદ કરવો જોઈએ.

**કરજનો ત્યાગ**—હિંદુસ્તાનમાં જે દુઃખ છે તેનું એક મોટું કારણ ઘણું કરી લોકોની દેવું કરવાની ટેવ છે. એકાદ આપત્તિ આવી પડે તો કદાચ દેવું કરવું પડે, પરંતુ ઘણીવાર લગ્નના ઉડાઉ ખર્ચો માટે દેવું કરવામાં આવે છે–થાય છે. માત્ર અશિક્ષિત મનુષ્યોજ દેવું કરે છે એમ નથી, પણ વિશ્વવિદ્યાલયની ડીગ્રીઓથી વિભૂષિત થયેલા પુરુષો પણ અજ્ઞાન સ્ત્રીઓને લીધે એજ પ્રકારે વર્તે છે.

**બંધુત્વના નિયમનો સ્વીકાર**—એક અંગ્રેજ કવિ કહે છે કેઃ "ઇશ્વરે આપણને ગમે તે ભૂમિમાં ઉત્પન્ન કર્યા હોય, આપણે ગમે તે ભાષા બોલતા હોઇએ અથવા ગમે તે વર્ણના (રંગના) હોઇએ તોપણ આપણે એક મહાન પિતાનાં સંતાનોજ છઇએ."

કોઇ પણ જ્ઞાતિને તિરસ્કારદર્શક નામથી સંબોધવી જોઇએ નહિ. સર્વ જ્ઞાતિનાં માણસોને વિનયથી બોલાવવાં જોઇએ. પ્રત્યેક પ્રકારે પેટાજ્ઞાતિઓની ભિન્નતાનો તો નાશજ કરવો જોઇએ. સુધારાના પ્રથમ પગથિઆ તરીકે પેટા જાતોએ પરસ્પર રોટી વ્યવહાર અને બેટી વ્યવહાર છૂટથી શરૂ કરી દેવો જોઇએ.

**સંદિગ્ધ વચનો**–એ અસત્યનું કાયરતા ભરેલું સ્વરૂપ છે. એનો અર્થ એજ થાય છે કે બોલનાર અન્યને છેતરવા ઇચ્છે છે, અને તે છતાં પણ અસત્ય બોલવાના આરોપમાંથી મુક્ત રહેવા ચાહે છે. માટે

સંપૂર્ણ નિષ્કપટતા-સરળતા-ધારણ કરવાને પ્રયત્ન કરો, કારણ કે નિષ્કપટતા ઉત્તમ ગુણ છે, અને તે ઇશ્વરને અત્યંત પ્રિય છે.

**પવિત્રતા**—ગાળાગાળી એ મોટું વાચિક પાપ હિંદમાં પ્રચલિત છે. નાનાં બચ્ચાંઓ પણ પોતે ગાળાગાળીનો અર્થ સમજે એટલાં મોટાં થાય તે પૂર્વે ગાળો ભાંડતાં શીખે છે. બીભત્સ ભાષાનો ઉપયોગ થતો અટકાવવાને માટે દરેક પ્રયત્ન કરવો જોઈએ. બીભત્સ ગાયનો અને મશ્કરીઓનો અટકાવ કરવો જોઇએ. ખરાબ પુસ્તકો અને ખરાબ મિત્રોનો પરિત્યાગ કરવો જોઇએ. નાચ કરનારી નાયિકાઓ અને હોળી, લગ્ન તથા ગોર્યોપર ચાલતી ગાળા ગાળીઓ વિરુદ્ધ લોકોએ પોતાનો મજબૂત અભિપ્રાય પ્રદર્શિત કરવો જોઈએ.

**મદ્યપાન નિષેધ**—મદ્યપાન એ ઇંગ્લૅંડને શાપ સમાન થઇ પડયું છે. યુરોપીઅનોના મદ્યપાનથી હિંદમાં પણ મદ્યપાનની ટેવ દેશીઓમાં વધતી જાય છે. અત્યાર પૂર્વે હિંદના કેટલાક બુદ્ધિશાળી પુરુષો મદ્યપાનના ભોગ થઇ પડયા છે. દેશમાં સદ્ભાગ્યે મદ્યપાન-નિષેધની હીલચાલનો પ્રારંભ થયો છે. આ હીલચાલને પ્રત્યેક પાઠકે ઉત્તેજન આપવું જોઇએ. દરેક મનુષ્યે કદિ પણ માદક પદાર્થનો સ્પર્શ ન કરવાનો નિશ્ચય કરવો જોઇએ. આથી તેને પોતાને, તેના કુટુંબને અને તેના દેશને ફાયદો થશે.

## પ્રભુપર શ્રદ્ધા રાખી સત્કાર્ય કરો.

હે બંધુ! તારો માર્ગ રાત્રિના જેવો તિમિરમય હોય તોપણ હિમ્મત ધારણ કરજે. ઠોકર ખાઈશ માં. રંક મનુષ્યને માર્ગ દર્શાવવાને માટે ઈશ્વિરે તારાની યોજના કરી છેજ. " ઇશ્વિર પર શ્રદ્ધા રાખ અને સત્કર્મ કર. "

તારો માર્ગ ખાડાખૈયાવાળો અને નિર્જન હોય તથા તેનો છેડો દ્રષ્ટિ નહિ પહોંચે એટલો દૂર હોય અને તું પોતે સશક્ત વા થાકેલો

હોય તોપણ તેનાપર હિમ્મતથી પગ મૂક. "ઇશ્વિરપર શ્રદ્ધા રાખ, અને સત્કાર્ય કર."

પ્રપંચ અને લુચ્ચાઇનો ત્યાગ કરો, જેને પ્રકાશનો ભય લાગતો હોય તેનો નાશ કરો, નફો થાય કે નુકશાન થાય તોપણ "ઇશ્વરપર શ્રદ્ધા રાખો અને સત્કાર્ય કરો."

મીઠી વાસનાઓનો વિશ્વાસ તજો, શેતાન પણ તેજસ્વી સ્વર્ગીય દૂત જેવા દેખાય છે પણ તે હિતકર્તા નથી. રૂઢિ, શાળા ને ફેશનપરજ વિશ્વાસ ન મૂકો પણ "ઇશ્વિરમાંજ શ્રદ્ધા રાખી સત્કાર્ય કરો!"

સાદો નિયમ અને સૌથી વિશેષ સહિસલામતી ભરેલું વર્તન તથા આંતરશાંતિ અને અંતરશક્તિનેજ સતત તમારા મસ્તકપર માર્ગદર્શક તારા તરિકે પ્રકાશવા દો. "ઇશ્વિરપર શ્રદ્ધા રાખો અને સત્કાર્ય કરો."

કેટલાક માણસો તમારો તિરસ્કાર કરશે, કેટલાક તમારાપર પ્રીતિ કરશે, કેટલાક તમારી ખુશામત કરશે, અને કેટલાક તમારો અનાદર કરશે, માટે મનુષ્ય તરફથી તમારી દ્રષ્ટિ ખસેડીને તેને આકાશ તરફ—પ્રભુ તરફ રાખો અને "ઇશ્વિર પર શ્રદ્ધા રાખી સત્કાર્ય કરો."

ધાર્મિક સુધારો અને અન્ય પ્રકારના સુધારાઓ કરવાનો એક ઉત્તમ માર્ગ એ છે કે આપણે ચોપાનીઆં વ્હેંચવાં જોઇએ. અને લોકોને સારાં સારાં પુસ્તકો વાંચવાને ઉત્તેજન આપવું જોઇએ.

મનુષ્ય બીજાને બોધ કરવા કરતાં પ્રત્યક્ષ કૃતિથી પોતાના સ્વદેશ બંધુઓનું સૌથી વિશેષ કલ્યાણ કરી શકે છે.

ઇશ્વિરની મદદથી પોતાને પોતાના ઉચ્ચ જ્ઞાનદ્વારા જે સત્કાર્ય જણાય તે સત્કાર્ય કરવાનો નિશ્ચય કરવાને પ્રત્યેક વાંચનાર સમર્થ થાઓ.

